


શ્રી

# ઇંદ્રજિતવધ

## મહાકાવ્ય.

કર્તા,

દોલતરામ કૃપારામ પંડ્યા.

નડીઆદ.

આવૃત્તિ બીજી.

( શુદ્ધિ વૃદ્ધિ સાથે. )



સને ૧૯૧૩. સંવત ૧૯૬૯.

મૂલ્ય રૂ. ૧૯=૦૦




SHRI

# INDRA-JIT-VADHA.

## A POEM IN GUJARÂTI.

BY

DOLATRÂM KRIPÂRÂM PANDYÂ,

NADIÂD.

SECOND EDITION.

( REVISED. )



A. D. 1913. SAMVAT 1969.

*Price one rupee.*




# INSCRIBED

TO THE MEMORY OF

the late

## R. M. KENNEDY ESQ., I.C.S.

Commissioner, Northern Division,

IN TOKEN OF

Sincere regard for his high charact er

and

A friendship which lasted till life,

by

THE AUTHOR.

A. D. 1913.

આ મહાકાવ્ય

ઉત્તર વિભાગના મરહુમ કમીશનર

મેહેરબાન આર. એમ. કેનેડી

આઈ. સી. એસ. ને

તેમના ઉચ્ચ સુગુણ પ્રતિ શુદ્ધ આદરના

તથા

જીવન પર્યંત મૈત્રીના

સ્મરણાર્થે

ગ્રંથકર્તાએ

અર્પણ કર્યું છે.

સને ૧૯૧૩.

# અનુક્રમણિકા.



यावन्नृकायरथमात्मवशोपकल्पम्
धत्ते गरिष्ठचरणार्चनया निशातम् ।
ज्ञानासिमच्युतवलोदयदस्तशत्रुः
स्वाराज्यतुष्ट उपशान्त इदं विजह्यात् ॥
नो चेत् प्रमत्तमसादिद्रियवाजिसूता
नीत्वोत्पथं विषयदस्युषु निक्षिपन्ति ।
तेदस्यवः सहयसूतमसु तमोऽन्धे
संसारकूप उरुमृत्युभये क्षिपन्ति ॥

श्रीमद्भागवत.



........"Virtue sole survives
Immortal, never failing friend of man,
His guide to happiness on high."

*Thomson.*



# પ્રસ્તાવના.




## ( પ્રથમ આવૃત્તિની. )

કવિતા કરવાના ઈશ્વિરદત્ત પ્રસાદના મહિમાની સ્ફૂર્તિ બાળપણમાં થઈ હોય કે નહિ એ અત્રે કેહેવું કઠિન છે, બાકી જે ઉત્સાહ સહિત ટેવ પડી તે તો લગભગ સાડા ત્રણ વર્ષના સહનિવાસના આનંદકર સમયમાં આર્ય સુજ્ઞવર રા૦ રા૦ જવેરીલાલ ઉમયાશંકરનાં પ્રસંગોપાત્ત શિક્ષણો તથા ઉત્તેજનોનો જ પરિપાક છે. પશ્ચાતકાળમાં અનેક મિશ્ર વ્યવસાયમાં ગ્રસ્ત થયા છતાં મહા કવિ દંડીપ્રણિત "કાવ્યાદર્શ"માં "મહાકાવ્ય"નાં લક્ષણના નીચે લખેલા શ્લોકો વાંચતાં, સંસ્કૃત માતામહીને હતા અને છે તેમ પ્રાકૃત માતાને આ શૃંગાર અવશ્ય હોવા જોઈએ એવી અત્યંત સ્પૃહામાંથી આ કાવ્યની ઉત્પત્તિ છે.

सर्गबंधो महाकाव्यमुच्यते तस्य लक्षणम् ।
आशीर्नमस्क्रिया वस्तुनिर्देशो वापि तन्मुखम् ॥
इतिहासकथोद्भूतमितरद्वा सदाश्रयम् ।
चतुर्वर्गफलोपेतं चतुरोदात्तनायकम् ॥
नगरार्णवशैलर्त्तुचंद्रार्कोदयवर्णनैः ।
उद्यानसलिलक्रीडामधुपानरतोत्सवैः ॥
विप्रलंभैर्विवाहैश्च कुमारोदयवर्णनैः ।
मंत्रदूतप्रयाणाजि-नायकाभ्युदयैरपि ॥
अलंकृतमसंक्षिप्तं रसभावनिरंतरम्
सर्गैरनतिविस्तीर्णैः श्रव्यवृत्तैः सुसंधिभिः ॥
सर्वत्रभिन्नवृत्तान्तैरुपेतं लोकरंजकम् ।
काव्यं कल्पान्तरस्थायि जायते सदलंकृति ॥

**ભાવાર્થ:**—'મહાકાવ્ય સર્ગથી બંધાયલું હોય છે. તેનાં લક્ષણ નીચે પ્રમાણે છેઃ—આશીર્વાદ, નમસ્કાર અથવા વસ્તુ-નિર્દેશથી તેનો





આરંભ થાય છે. ઇતિહાસકથામાંથી તેનો ઉદ્ભવ છે અથવા તેને કોઈ બીજો સારો આશ્રય હોય છે; તે ચારે વર્ગના ફળથી ભરેલું હોય છે; તેમાં નાયક ચતુરોદાત્ત હોય છે; નગર, અર્ણવ, પર્વત, ઋતુ, ચંદ્રોદય તથા સૂર્યોદયના વર્ણનથી,–બાગ, જળક્રીડા, મધુપાન તથા રતોત્સવથી,–વિયોગ, વિવાહ તથા કુમારના ઉદયના વર્ણનથી,–મંત્ર, દૂત, પ્રયાણ, યુદ્ધ, તથા નાયકના અભ્યુદયથી–ભૂષિત કરેલું તથા વિસ્તીર્ણ, અને નિરતર રસ તથા ભાવથી કાવ્ય ભરપૂર હોવું જોઇએ. બહુ વિસ્તાર વગરના સર્ગથી, સાંભળવા લાયક વૃત્તથી, સારી સંધીઓથી અને સર્વ સ્થળે જૂદાં જૂદાં વૃત્તાન્તથી ભરેલું, લોકને રંજન કરે એવું સારી અલંકૃતિવાળું કાવ્ય કલ્પાન્તર સુધી ટકે એવું થાય છે.'

આ મનના ઉદ્ભવના આયુષ્યનું ભવિષ્ય બાંધવું એ વાચકવર્ગનું, કે વાર્ત્તિકકારનુ કર્ત્તવ્ય છે. પરંતુ ગુર્જર ભાષાના કવિવર્ગને માત્ર દિગ્દર્શન કરાવી ઉત્તમ ધ્વનિયુક્ત મહાકાવ્યોનો સંભવ થવામાં પણ જો આ ગ્રંથ એક સાધન થશે તો શ્રમની સફળતા જ છે.

આ પ્રકારના ગ્રંથમાં આ પ્રથમ જ પ્રયાસ છતાં તેને સત્વર પ્રસિદ્ધ કરવામાં સાહસ જણાય છે; તથાપિ આર્ય સુજ્ઞવર રા૦ રા૦ મનઃસુખરામ સૂર્યરામે પોતાના અતિશય ગ્રથિત વ્યવહારમાં ગુમ થઈ જતા કાળને અટકાવી રાખી આ ગ્રંથ શોધી તેને રૂપ તથા સેવકને અભય આપ્યું છે, તેથી તેઓનો ઉપકાર માનતાં એમ કેહેવું ઉચિત છે કે તેમાં ભૂલો હોય તેની જવાબદારી મ્હારે શિર છે.

કવિતાને કાન્તાની ઉપમા છે તે રસ જમાવી મનને રંજિત કરી આનંદની સાથે ઉપદેશ આપે છે કંઇક એવા પ્રકારની પ્રક્રિયાથી યથામતિ સદુપદેશ આપવાનો આ ગ્રંથનો ઉદ્દેશ છે તે ઉપર દૃષ્ટિ રાખી આ ગ્રંથ વાંચવા પ્રાર્થના છે. એમાં સપૂર્ણતા કે કવિત્વ ન જણાય તોપણ એમાંથી ભ્રમરવત્ સારનું ગ્રહણ કરવા સુજ્ઞ પુરુષોને વિજ્ઞાપના છે.

નડિયાદ.
તારીખ ૨૯ એપ્રિલ. 
સને ૧૮૮૭.

દોલતરામ કૃપારામ.




श्री

# ઈંદ્રજિત-વધ-કાવ્ય.

## સર્ગ પેહેલો.

### રાવણ–ઈંદ્રજિત-સંવાદ.

( ઉપજાતિ વૃત્ત. )

શ્રી શ્રીપિતાની હરિએ હરીને, લજ્જા દઈ સિંહલ શ્રીમતીને,
અઘાટ લીધાં જયમ વાટઘાટ, પૂરી પુરીમાં ભયને ઉચાટ. ૧

કોથી જવાએ નહિ શે'ર બા'ર, વનેચરોનો ન ખમાય માર;
લઈ શિલા કંદુક પેઠ કોડે, ગઢો મહાવીર મહાન તોડે. ૨

કિલ્લો પ્રજાના મન સાથ ડોલ્યો, ત્યારે સભામાં દશકંધ બોલ્યો;
"બેસી રહ્યા શું સુભટો નકામા, અમસ્તકો શત્રુ કરે ઉલામા. ૩

થઈ સુરારિ ! પ્રિય આ પ્રજાનો, ઉઘાડ તા'રા બળનો ખજાનો;
અગ્રેસરીતા મુજ સૈન્યની લે, ઘેરો ઉઠાવી યશ બાંધ ખીલે. ૪

જીત્યા નૃપો તેં મદથી ભરેલા, દેવાદિ તા'રા બલથી ડરેલા;
દિગ્વિજયી પુત્ર પરાક્રમીને, ઘટે ન કે'વું હણવા વનીને. ૫

તથાપિ થાતાં વિકરાળ કાળ, બાંધી જળે પત્થરયુક્ત પાળ;
આવ્યા અહી બે સુકુમાર બાળ, તેના બનો આશુ કુમાર ! કાળ. ૬

અક્ષૌહિણી સૈન્ય સહસ્ર સાથે, લાખો ચઢાવી શર તીવ્ર ભાથે,
સંગ્રામ રૂડો કરજે વિચારી, પાછી ન પાની કરવી સુરારી ! ૭

સુકીર્તિની દાખવવા સકેતી, લંકેશના દુશ્મનની ફજેતી;
લેજે હરી વિગ્રહ રામ કેરૂં, સુચિન્હ આ વિગ્રહનું ભલેરૂં. ૮

જાણી અજાણ્યા મૃદુ મૂર્ખ બાળ, દયા ન આણો કુળના મરાલ !
સ્ત્રી અર્થ જે પીડ કરે પ્રજાને, કુપાત્ર તે પાત્ર મહા સજાને. ૯

રૂણાબ્ધિના ભીષણ મસ્ત નક્ર ! સમસ્ત વૈરી ગણ કાળ ચક્ર !
શ્રીકાર શીકાર સમીપ જ્યારે, રખે કરો આળસ ગર્વમાં રે. ૧૦

સુપુત્ર! તેં ભાર બધો ઉતાર્યો, પિતા અને પૂર્વજ સંઘ તાર્યો;
મંદોદરીની કુખના સરોજ! લંકા તણો તું સહુ તેજ ઓજ. ૧૧

આધાર બીજો રવિ રાજ્યનો છે, હે પાટવી! રક્ષક તું થયો છે;
સંભાળ તા'રું તરવાર-ધારે, મને ક્રમે ને વચને કરારે. ૧૨

સંતોષ આપ્યો અતિશે પિતાને,* પ્રસન્ન કીધાં પણ અંબિકાને;
સુકીર્તિ શેષાદિ સમસ્ત ગાય, પ્રભુત્વ ભારે ન કળી શકાય. ૧૩

શરીરમાં જીવનું તંત્ર જેમ, આ રાજ્યમાં પુત્ર ગણાય તેમ;
તા'રા વિના ના જયકાર થાય, કરો કરો, પુત્ર! ખરો ઉપાય. ૧૪

લંકા અને કીર્તિ રળયો નિરાંતે, સેવા કરે સદ્ય ત્રિલોક ખાંતે;
ત્રિમૂર્તિથી આ અધિકી વિભૂતી, શું લે હરી વાનરની પ્રસૂતિ! ૧૫

તું દેખતાં મર્કટ આમ ખેલે, પ્રાસાદમાં અગ્નિ નિરગ્નિ મેલે;
સમીપ આવી અવિવેક બોલે, સભા વિષે પૂર્વજ-પર્વ ખોળે. ૧૬

પ્રદેશને આગ "હવા" લગાડ્યા, સુવર્ણના ઘાટ સમૂલ તોડ્યા;
અજેય લંકાગઢ આમ ઘેર્યો, તે દુષ્ટ કેરાં શિરને વધેરો. ૧૭

ગજા વિના ફાળ ભરી મનુષ્યે, તેને હણો રાક્ષસના ધનુષ્યે;
આ રાજ્યધાની પર હાથ નાંખ્યો, દશાનને તે કયમ જાય સાંખ્યો?" ૧૮

એવું કહીને વિકરાળ ચીસ, ઉભો થઈ આસનથી ખવીસ,
પાડે યથા આરડતો મહિષ, કે ફાટતો કાજળનો ગિરીશ. ૧૯

સંસાર કેરા પ્રલયાન્ત-કાળે, આવર્ત ને પુષ્કરના ઉછાળે†
ગંભીર ને ઉત્કટ થાય નાદ, બીભત્સ તેવો દશકંઠ સાદ. ૨૦

દશે મુખેથી દશકંધ ગાજે, રહી લગારે નહિ રીસ માઝે,
ભુજંગ જેવા અફળાય હાથ, પગો પછાડે નૃપ લંકનાથ. ૨૧

નેત્રો થયાં રક્ત મહા કરાળ, વહે શકે શંભુની અગ્નિજ્વાલ;
ક્રોધાન્ધ દાબે નિજ ઓઠ દાંત, વેણા ચૂંટાથી સમજાય મોત. ૨૨

ધનુષ્યથી હાથ ઘણો દબાયો, લંકા તણો દેશ બધે ગ્રહાયો;
અપ્રાપ્યને પ્રાપ્ય હજી ગણે છે, 'હાર્યો જુગારી બમણું રમે છે.' ૨૩

---

* પિતાને=શંકરને. † પ્રલયકાળમાં પુષ્કર અને આવર્તક નામના બે મેઘ સામસામે અથડાઈ મહા નાદ કરે છે.

દ્વિજાતિ થૈ રાક્ષસબુદ્ધિ રાખે, સતી, સતીનો પતિ, કેદ નાંખે,
પાયા થકી ઇંટ ચણાય ઊંધી, "વિનાશકાળે વિપરીતબુદ્ધિ." ૨૪

અનંત બ્રહ્માણ્ડતણો અધીશ, ક્યાં રામ ને રાવણ ક્યાં મહીશ;
ચતુર્દિશા મધ્ય પતંગ રાજે, પતંગનું તેજ ન તત્ર છાજે. ૨૫

ઘડી ન આવ્યું સુખ, કીર્તિ હાલી, ચિંતા વધી ક્લેશ વિશેષ ઘાલી;
આવ્યો ચઢી નાશ કૃતાન્તઘોડે, દુરંત છે યુદ્ધ મહાન જોડે. ૨૬

કામાન્ધ લજ્જા ભયથી વિહીન, અમર્ષને મોહ થકી અધીન;
ગર્વાન્ધ છે આ જગમાં અનેક, બધી રીતે રાવણ અંધ એક. ૨૭

લગાર એ દુર્મતિને ન શંકા, રક્ષા થશે દિવ્ય સુવર્ણ લંકા;
દશે મુખો બાણ થકી કપાશે, મંદોદરીનો પતિ અન્ય થાશે. ૨૮

સૌમિત્રને હાથ તનૂજ મર્ણ, રોળાઇ જાશે પણ કુંભકર્ણ;
કુટુંબ થાશે સહુ ધૂળધાણી, પાશેર દેશે નહિ કોઇ પાણી.* ૨૯

સીતા સતી તોપણ શુદ્ધ રે'શે, ખરેખરી પાવક સાખ દેશે;
બે ભ્રાતની કીર્તિ બધે ગવાશે, પોતે જશે ને હતું તેમ થાશે. ૩૦

કંદર્પથી દર્પ ધરી વધારે, પ્રલાપ મિથ્યા કરતો કરારે;
ઉત્કર્ષમાં મૂઢ ઘણો ફુલાય, કુદે દડો તે પછડાઇ જાય. ૩૧

હણ્યા ઘણા દાનવ દેવ લોક, સંકલ્પ કીધા વિધિજન્ય ફોક;
સીતા સતી સાથ રહ્યો ન ઘાટે, ઘણું કરે તે પણ અલ્પ માટે. ૩૨

વિપક્ષના કૌશળનો વિચાર, થયો ન એ ઉદ્ધતને લગાર;
સિંહાસને મદ્યપ પેઠ ઝૂઝે, કુબુદ્ધિને એક દિશા ન સૂઝે. ૩૩

ઘેલો થયો રાવણ સીત કાજ, છોડી દઈ બુદ્ધિ વિવેક લાજ;
વિપત્તિમાં નાંખ્યું સ્વતંત્ર રાજ્ય, બેઠો ડુબાવા જળમાં જહાજ. ૩૪

અલર્કથી વ્યાકુળ લંકરાય, રૂએ રૂએ ક્રોધ ચઢ્યો જણાય;
ન ક્રોધથી ઉત્તર લેશ થાય, "હાજી" કહે જ્યાં સરવે સદાય. ૩૫

એ ક્રોધને શાન્ત કરે ન વાપી, કન્યાતણાં અશ્રુ પડે તથાપિ;
ભલે કરે ઐહિક શાન્તિ પાપી, પૂર્ણાહુતિમાં નિજ દેહ આપી. ૩૬

સભા બની સ્તબ્ધ, ન શબ્દ બોલે, ઉન્મત્ત પાસે નહી હાર્દ ખોલે;
સુખાસનેથી તવ ઇંદ્ર-જેતા, ઉઠ્યો થવા ઘોર વિપત્તિ-નેતા. ૩૭

---

* પાછળથી કોઇ અંજલિ પણ નહિ આપે.

માથે ચઢાવી નિજ તાત-પાદ, વિનંતિ માંડે ભટ મેઘનાદ;
ન વીર છાંડે નય હામ નામ, પિતા સમક્ષે જયમ પર્શુરામ. ૩૮
"શાને મુઝાઓ પ્રિય લોકપાળ! ક્યાં રામમાં છે લવ-માત્ર માલ!
દુઃખી કર્યા આમ કૃપાળુ ઈશ, સંહાર તેનો ક્ષણમાં કરીશ. ૩૯
વિંટાય ચોપાસ અનેક શ્વાન, ભસે કરીને નહિ તોય ધ્યાન;
હોલો જઈ કર્ષણ ટોચ બેસે, ક્ષણે ઉરાડી રખવાળ દેશે. ૪૦
કો આદરે સાહસ કર્મ આવું, ઘટે ન તેમાં અકળાઇ જાવું;
શું શત્રુ ફાવે પથરા ઉરાડે, વની ચક્ષે શું ચઢશે સરાડે. ૪૧
ન ક્લેશ દ્યો આ પશુ હાંકવાને, સામંતને મંડળિકો સગાને;
શી વાર છે ચાંચણ ચોળવાને, રણે બલાને રગદોળવાને. ૪૨
ધરો પિતા ધૈર્ય, ત્યજો કુશંકા, શ્રુણી તમારા જયયુક્ત ડંકા;
નાશી જશે રામ છળી અનીહ, શું યોજશો કુક્કુર સાથ સિંહ?! ૪૩
તથાપિ ઇચ્છા પ્રભુ એમ જ્યારે, સમસ્ત યોદ્ધા લઈને સ્હવારે,
તુટી પડું દુશ્મનસૈન્ય સામે, ઉભું રહેજો રણમધ્ય નામે." ૪૪
સેના કહી એમ તયાર કીધી, સાહિત્ય સામગ્રી સમગ્ર લીધી;
પછી પ્રિયાપાસ જઈ સુરારિ, વાચા વદે કોમલ ચિત્ત-હારી. ૪૫

( પ્રહર્ષણી વૃત્ત. )

લેવાને અનુમતિ, યુક્તિ સાથ વાત, ઓપેછે અનૃત વદી નૃશંસ જાત;
દેખાડે અવગુણ રામના અનેક, સ્વાર્થીના ધરમ વિવેક જાય છેક. ૪૬

(સ્વાગતા.)

નારનાં પ્રણય વેંણ ઉથાપી, મોણ મોણ પણ હા વિણ પાપી,
ના શકે જઈ રણાગ્ર કદાપિ, પ્રેમને વશ કૃતાન્ત તથાપિ. ૪૭

**પેહેલો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ બીજો.

## સુલોચના-ઇંદ્રજિત-સંવાદ.

( તોટક છંદ )

રતિ પ્રેમ સ્વરૂપ ધરી યુવતી, સ્વર કોકિલને વદતી, હસતી,
કર જોડીં કરે મહિલા વિનતિ, જ્યમ શંકર આગળ પારવતી. ૧

ઘન પીન પયોધર-ભાર ભરી, કરભોરુ વદે જ્યમ ઇન્દ્રપરી;
મૃદુ ભાષણ કારણસાથ કરે, મન રાવણ-પુત્રનું સે'જ હરે. ૨

"શિરછત્ર સનાથ થઈ તમથી, ખમજો કદિ બોલ કહું અમથી;
પ્રમદા જન ભાષણ જે કરશે, ઉપહાસન કારણ કાન્ત ! થશે. ૩

અબળા પર રોષ ન હોય કશો, કહ્યું પ્રીતિ ધરી મનમાં ધરશો;
કરજો પ્રભુ કિમ્મત સાર ગ્રહી, હિત-વાક્ય મનોહર હોય નહિ. ૪

જય ને યશ આજ લગી કરતા, અબળા જનના ભય સહરતા,
અતિ પ્રીતિ ધરો જવ હોય સતી, ક્યમ છેક ગઈ બદલાઇ મતિ ! ૫

જ્યમ આપ તણી ત્યમ અન્ય-પ્રિયા, ક્યમ તે પ્રતિ થાય અયોગ્ય ક્રિયા ?
કુળ ધર્મ થકી પતિ ! તાત ખસ્યા ! ધિક ! કેમ થઈ વિપરીત દશા ! ૬

કદિ સારસ-જોડ જુદી કરતાં, ટવળી મરશે વપુને ઘસતાં;
કકળી ઉઠતાં મસ આંતરડી, કરશે વિભુ આંખ ઘણી કરડી. ૭

રવિવંશજ સાથ પ્રપચ કરી, અબળા-જન સાહ્ય વિહીન હરી;
શઠ ભિક્ષુક શ્રી અધિરાજ થયા, ઉપકાર છતાં ન અણાઈ દયા. ૮

ન ઘટે, ન ઘટે, મુજ પ્રાણપતિ, હરવી વિષયાર્થે પવિત્ર સતી;
કુળ-દીપક કાજળ કેમ ઝરે ?, સ્વપને ન સુધા વિષ દોષ ધરે. ૯

અધકું રઘુવીરનું કામ દિસે, તરવ્યા પથરા જવ અબ્ધિ વિષે;
બળ શંકરથી દશકંધ તણું, નિજ સત્વ વિના નવ સિદ્ધિ અણું.૧૦

કર સર્પતણા દરમાં ધરતાં, છુટકો કદિ થાય ન જીવ જતાં;
ગજ સિંહ અકારણ ખીજવતાં, જન ઘાટ ઘડે મરતાં મરતાં. ૧૧

નિજ બાહુ પરાક્રમ સિદ્ધ કરી, અવધેષ સુતે સતી સીતવરી;
બળ તાતનુ કામ ન આવ્યું જરી, છળથી વનમાં તવ સીત હરી. ૧૨

માથે ચઢાવી નિજ તાત-પાદ, વિનંતિ માંડે ભટ મેઘનાદ;
ન વીર છાંડે નય હામ નામ, પિતા સમક્ષે જ્યમ પર્શુરામ. ૩૮

"શાને મુઝાઓ પ્રિય લોકપાળ! ક્યાં રામમાં છે લવ-માત્ર માલ!
દુઃખી કર્યા આમ કૃપાળુ ઈશ, સંહાર તેનો ક્ષણમાં કરીશ. ૩૯

વિંટાય ચોપાસ અનેક શ્વાન, ભસે કરીને નહિ તોય ધ્યાન;
હોલો જઈ કર્ષણ ટોચ બેસે, ક્ષણે ઉરાડી રખવાળ દેશે. ૪૦

કો આદરે સાહસ કર્મ આવું, ઘટે ન તેમાં અકળાઇ જાવું;
શું શત્રુ ફાવે પથરા ઉરાડે, વની ચઢ્યે શું ચઢશે સરાડે. ૪૧

ન ક્લેશ ઘો આ પશુ હાંકવાને, સામંતને મંડળિકો સગાને;
શી વાર છે ચાંચણ ચોળવાને, રણે બલાને રગદોળવાને. ૪૨

ધરો પિતા ધૈર્ય, ત્યજો કુશંકા, શ્રૃણી તમારા જયયુક્ત ડંકા;
નાશી જશે રામ છળી અનીહ, શું યોજશો કુક્કુર સાથ સિંહ?! ૪૩

તથાપિ ઇચ્છા પ્રભુ એમ જ્યારે, સમસ્ત યોદ્ધા લઈને સ્હવારે,
તુટી પડું દુશ્મનસૈન્ય સામે, ઉભું રહેજો રણમધ્ય નામે." ૪૪

સેના કહી એમ તયાર કીધી, સાહિત્ય સામગ્રી સમગ્ર લીધી;
પછી પ્રિયાપાસ જઈ સુરારિ, વાચા વદે કોમલ ચિત્ત-હારી. ૪૫

( પ્રહર્ષણી વૃત્ત. )

લેવાને અનુમતિ, યુક્તિ સાથ વાત, ઓપેછે અનૃત વદી નૃશંસ જાત;
દેખાડે અવગુણ રામના અનેક, સ્વાર્થીના ધરમ વિવેક જાય છેક.૪૬

(સ્વાગતા.)

નારનાં પ્રણય વેણ ઉથાપી, મોણ મોંણ પણ હા વિણ પાપી,
ના શકે જઈ રણાગ્ર કદાપિ, પ્રેમને વશ કૃતાન્ત તથાપિ. ૪૭

**પેહેલો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ બીજો.

## સુલોચના-ઇંદ્રજિત-સંવાદ.

( તોટક છંદ. )

રતિ પ્રેમ સ્વરૂપ ધરી યુવતી, સ્વર કોકિલને વદતી, હસતી,
કર જોડી કરે મહિલા વિનતિ. જ્યમ શંકર આગળ પારવતી. ૧

ઘન પીન પયોધર-ભાર ભરી, કરભોરુ વદે જ્યમ ઇન્દ્રપરી:
મૃદુ ભાષણ કારણસાથ કરે, મન રાવણ-પુત્રનું ચેન હરે. ૨

"શિરછત્ર સનાથ થઈ તમથી, ખમજો કહિ બોલ કહું અમથી;
અસહ્ય જન ભાષણ જે કરશે. ઉપહાસન કારણ કાન્ત! થશે. ૩

અબળા પર રોષ ન હોય કશો, કહું પ્રીતિ ધરી મનમાં ધરશો;
કરજો પ્રભુ ચિન્તન સાર ગ્રહી, હિત-વાક્ય મનોહર હોય નહિ. ૪

જય ને યશ આજ સુધી કરતા, અબળા જનના ભય સંહરતા,
અતિ પ્રીતિ ધરો જવ હોય સતી, ત્યમ કેક ગઈ અકળાઈ(?) મતિ! ૫

જ્યમ આપ તણી ત્યમ અન્ય-પ્રિયા, ત્યમ તે પ્રતિ થાય અયોગ્ય ક્રિયા!
કુળધર્મ થકી પતિ! તાત ખસ્યા! ધિક! કેમ થઈ વિપરીત દશા! ૬

કહિ સારસ-જોડ સ્તુતી કરતાં, ટળશી તરસે વપુને વસતાં(?);
ટહુકી(?) ફરતાં મમ આંતરડી, કરશે વિધુ આંધ(?) વળી ફરતી. ૭

રવિવંશજ સાથ પ્રપંચ કરી, અબળા-જન સાહ્ય(?) વિહીન કરી;
શઠ ભિક્ષુક શ્રી અધિરાજ થયા, ઉપકાર છતાં ન અરાઈ(?) ગયા. ૮

ન વરે, ન વરે, સુજ્ઞ પ્રાણપતિ, હરવી વિજયાર્થે પવિત્ર સતી;
કુળ-દીપક કાજળ કેમ ઝરે?, સ્વપને ન સુધા વિષ કોઈ ધરે. ૯

અઘરું રઘુવીરનું કામ કિધે, તરવા પથરા જળ અબ્ધિ વિષે;
બળ શંકરથી દશકંધ ગ્રહ્યું, નિજ સત્વ વિના નવ સિદ્ધિ લહ્યું. ૧૦

કર સર્પતણા દરમાં ધરતાં, કુશળો કહિ થાય ન જીવ જતાં;
ગજ સિંહ અકારણ ભોજવતાં(?), જન ઘાટ ચડે મરતાં મરતાં. ૧૧

નિજ બાહુ પરાક્રમ સિદ્ધ કરી, અવધેશ સુતે સતી સીતવરી;
બળ તાતનું કામ ન આવ્યું જરી, છળથી વનમાં તવ સીત હરી. ૧૨

વન ઘોર અરણ્યવિષે ફરતા, નહિ લક્ષ્મણ રામ જરા ડરતા;
બહુ દુઃખિતના ભય સંહરતા, નહિ આપ દશાનન સાહ્ય થતા. ૧૩

બળવાન વિરૂદ્ધ ન યુદ્ધ ઘટે, યશધર્મ ત્યજો નહિ સીત સટે;
સુખ રાજ્ય અને પરિવાર જતાં, નહિ શાંતિ પરાઈ ત્રિયા હરતાં. ૧૪

ક્યમ સિંહણનું દુધ ચિત્ત ચહો! મણિ શેષતણો કરથી ન ગ્રહો;
જળમિષ્ટતણો નિધિ છેક તજી, ઘટના જળમાં ક્યમ બુદ્ધિ સજી? ૧૫

મુજ નાથ વિચક્ષણ આપ ઘણા, મઘવા હરવી પ્રિય સર્વ તણા;
થઈ "એક" હવે પદ સાચવજો, તમ જોર ખિજે કહી દાખવજો. ૧૬

શશિહીણ ભયાન્વિત છે રજની, પતિ વીણ જણાય સુકી સજની;
જ્યમ પુત્ર વિના ઘર માણસનું, ત્યમ નીતિ વિના અતિ શૂરપણું. ૧૭

ધન વીર જનો કદી મેળવશે, પણ ધર્મ વિના ન ગ્રહી શકશે;
નય ન્યાય વિવેક સુધર્મ ધરો, સુખ શાંતિ સુધારસ પાન કરો. ૧૮

ગજશૂકર સિંહ બલિષ્ટ ઘણા, પણ સર્વ અધીન મનુષ્ય તણા;
પળ નીતિ સમીપ ન શૌર્ય ટકે, જગચક્ર સુનીતિ વિના અટકે. ૧૯

જયની ધ્વજ દુર્ગપરે ફફરે, વિધિ પાઠ કરે, શશિ છત્ર ધરે;
યમ સેવક ઇંદ્ર ગ્રહેશ થયા, ગ્રહોં દીપક અગ્નિ સદૈવ રહ્યા. ૨૦

મુજ સાસુ સુકીર્તિ અને અવની, ત્રણ સ્નિગ્ધ પ્રિયા દશકંધરની;
દિન રાત મથે પતિને ભજવા, પણ રાવણને પરની પરવા. ૨૧

દશ મસ્તક વીસ વિશાળ કરો, તમ તુલ્ય ગુણી વિજયી દીકરો;
વશ રૈયત સિંહલદ્વીપ તણી, શિર ઉપર શંકર તુલ્ય ધણી. ૨૨

નિજ પુત્રતણે ઘર પુત્ર થયા, નિજ ઓજસથી રળનાર મયા;
સુખમાં લગિરે નહિ ખોટ રહી, પ્રભુતા મુખથી ક્યમ જાય કહી. ૨૩

જ્યમ પંકજ સૂર્ય પ્રફુલ્લ કરે, ભરયૌવન નારનું નાથ કરે;
ભરછક્ક કરે સરિતા વરષા, સસરાપર શંભુપ્રતાપ વરષ્યા. ૨૪

સ્મરની પ્રતિ વૈર મહેશ્વરને, ગમ્યું તેતણું સખ્ય દશાનનને;
અપલક્ષણ છેક ન ગુપ્ત રહે, વિભુ પુત્રનું તોય જરા ન સહે. ૨૫

પણ પૂર્ણ પ્રતાપ પ્રશાન્ત થવા, થઈ બુદ્ધિ શકે સતીને હરવા;
નહિ તો વિરચી [illegible] ૨૬.

અપકીર્ત્તિ કરે વિપરીત કૃતિ, દઈ શાપ ડસે જયમ સાપ સતી;
ભય સંશયમાં પડશે જ પ્રજા, ફટકી મરશે ફુટડી કુળજા. ૨૭

રઘુચન્દ્રક તોપણ ક્રોધ કરી, હઠવી તમને, બળબુદ્ધિ હરી,
લઈ સીત મહાલયમાં ફરશે, ઋતુ પાનખરે જયમ બાગ વિષે. ૨૮

પ્રિય પાય પડી કહુછું વિનવી, પરનાર ગૃહે નહિ સંઘરવી;
દઈ થાપણ માલીકને નકરી, ઋણ હીન રહો સુખમાં વિહરી. ૨૯

કહ્યું આપનું માન્ય હમેષ કર્યું, પતિ-કાજ સમર્પણ સર્વ કર્યું;
કદી ઇચ્છિત માગ્યું નથી જ રતિ, ઉરમાં ધરજો પ્રથમા વિનતિ. ૩૦

મુજ જાતતણું અભિમાન મને, મુખ લેઈ જવાય ન સીત કને;
જવ રક્ષિત થાય ન શીયળને, સહુ વ્યર્થ ગયું પરણી તમને. ૩૧

"અભિમાનિનિ" એમ કહી મુજને, ઠગતા; નવ સત્ય વર્યું તમને;
નહિતો મુજ માન ઘણાં પડતાં, અટકો ન અધર્મ કળી કરતાં. ૩૨

સમ ઉમ્મરની કદિ ચાર મળી, મુજ વાત સખી-ગણમાં નીકળી;
તમ નાર તણું હલકું પડશે, "અલીરાંક" કહી સહુ ચીઢવશે. ૩૩

વદશે "હત! એક અનાથ ત્રિયા, કુમળી સુશીળી અવળી ન ક્રિયા,
"સહ્નવાઈ ન તેય દશાનનથી! પતિ સન્મતિની થઈ શું વિરતિ ?" ૩૪

અતિ એમ કહી અકળાઈ ગઈ, સ્વર ગદ્‌ગદ કુણ્ઠિત વાચ થઈ;
કુવિચાર હરે હુસકે હુસકે, શુચિજ્ઞાન ભરે પુલકે પુલકે. ૩૫

મુખ દીન કરી નખ ખોતરતી, પતિ નિશ્ચય ડોલવતી યુવતી;
ક્ષણ સ્તબ્ધ ઉભો થઈ મંદમતિ, જયમ શંકર ભીલણ દર્પણથી. ૩૬

પણ ગર્વ કુસંગનું ધ્યાન ધરી, શઠ વાણ વદ્યો પિતુ-શબ્દ સ્મરી;
નિજ ન્યાય પરાક્રમ દાખવવા, સુખ તુષ્ટિ વધૂજનને ધરવા. ૩૭

"મનથી પિતુ સીત વરેલ હતા, જવ રાઘવ યુદ્ધકલા ભણતા;
તનથી મનનો અધિકાર વધુ, ક્ષણ સીત ગણાય ન રામવધૂ. ૩૮

ગુરૂના બળથી શિવ-ચાપ ધર્યે, નહિ રાઘવ લગ્નનું કાજ સરે;
બળથી રઘુનાયક સીત વર્યા, છળથી પિતુના સહુ અર્થ સર્યા. ૩૯

ગત શોચ હવે કરવો ન ઘટે, સતી મુક્ત કર્યે ન કલંક મટે;
અયિ! વક્કર સીત સમેત જશે, ત્રણલોક વિષે ઉપહાસ થશે. ૪૦

મુજ તત્પર સેન અજેય થઈ, રમવા રણમધ્ય અધીર બની;
બહુ વાટ જુએ તુજ નાથ તણી, ધુંધવે જયમ નાગ તણી રમણી.૪૧

જયમ તારકમંડળ ચંદ્રવિના, વપુની જયમ નાક વિના ગણના;
વિણભૂપતિ જેમ સભા, અતિશે, ત્યમ અગ્રસરીવિણ સેન દિસે.૪૨

ગ્રહમંડળને જયમ સૂર્યગતિ, ત્યમ સેન વિષે સખિ! સેનપતિ;
ભલું સૈન્ય કલેવર જોર ઘણું, પણ પ્રાણ વિના વિચરે ન અણું.૪૩

ચતુરંગ વિરાચિત સેન મળી, ભટ સામદની પણ ભવ્ય ભળી;
અતિ વેગ ત્વરા કરતા સુભટો, યશકાળ સમીપ હવે વરત્યો. ૪૪

નીળ સુગ્રીવ અંગદ ને નળને, હનુમાન વિભીષણ લક્ષ્મણને,
શિવસાહ્યથકી રઘુનંદનને, છડી નાખીશ હું જયમ ડાંગરને. ૪૫

રિપુ દાનવ કિન્નર નાગ ઘણા, બહુ શૂર મળ્યા સુરલોકતણા;
નહિ સૈન્ય ઘણું તુજ નાથ કને, પણ લોટ કર્યાં દળી દુષ્મનને. ૪૬

નહિ રામ વિષે અલિ! રામ જરી, કપિ સાથ રહે વનમાં વિહરી;
અમથી શિદ નામ થકી ભડકે, વનવાસ કર્યે નહિ શૌર્ય ટકે. ૪૭

ગજકુંભ વિના નહિ અન્ય ગ્રહે, નહિ મેઘ નિનાદ લગાર સહે;
વણસાહ્ય મહાપશુ મ્હાત કરે, ક્યમ સિંહ શૃગાલથકી તેહ ડરે, ૪૮

ગુણરૂપવતી મુજ પ્રાણપ્રિયે! દશકંધર પુત્ર રણે ન બીએ;
રણમાં નહિ મેં અરિ તેજ હર્યું ધિક! શેષ-સુતા સહ લગ્ન કર્યું! ૪૯

ચળ મર્કટ-યૂથ કશું કરશે, કદિ દાંત થકી બળ દાખવશે;
યમ-દંડ સમા શર નિઃસરશે, અતિ કોમળ રામ ન જીરવશે. ૫૦

રઘુનંદન બાણપ્રહાર લઇ, વટ સાચવશે નિજ જીવ દઈ;
ધરું લક્ષ્મણ-કાજ દયા મનમાં, ન ઘટે શર એ શિશુના તનમાં ૫૧

તુજ પ્રીત તણી મૃદુ પાશ વિષે, થઇ બદ્ધ સુખી બનુ હું અતિષે;
પણ શૌર્ય રગે રગમાં વિચરે, નહિ પ્રીતિ વિના ક્ષણ શૌર્ય સરે.૫૨

કદી કોમળ પંકજના દળમાં, અલિ સ્નિગ્ધ પુરાઈ રહે જળમાં;
પણ વાંસ વિષે ઝટ શાર કરે, અલીનુ બળ પ્રીતિ સદૈવ હરે. ૫૩

રથ વાહનને હય હસ્તિ ઘણા, નવ અસ્ત્ર સહસ્ત્ર પ્રકાર તણાં;
અસિઘાતક, બખ્તર લોહ તણાં, જરૂરી કરતાં બમણાં ત્રમણાં. ૫૪

લઈ સૈન્ય તણો થઇ અગ્રસરી, ધરું દુષ્મન સન્મુખ આંખ નરી;
નિરખી જન કોણ ટકે જગમાં, જવ ઇંદ્ર છુપાઇ ગયો નભમાં. ૫૫

રણક્ષેત્ર વિષે અરિ–કર્ષણને, નિરખી પરિપકવ થયું નયને,
કૃષિકાર બની ધન ચાળવતાં, નહિ વાર કરૂ જરિયે લણતાં. ૫૬

રણ-સાગરનો થઇ નક્ર, કહે, પુરના વનનો ક્યમ સોસ રહે!
બહુ દાહ વધ્યો સહુ રોમ વિષે, અરિ રક્ત પ્રશાંત હવે કરશે. ૫૭

ક્યમ તર્ક વિતર્ક કરી નબળા, અકળામણ આમ કરે અબળા?
મુજ સાથ રહી દિનરાત સખી, નહિ રાવણ પુત્ર શકી પરખી? ૫૮

મનની સુણ વાત કહું તુજને, જય કે ક્ષય છે યશકારિ મને;
દિન એક જરૂર યદા મરવું, અતિ ઉત્તમ છે રણમાં પડવું. ૫૯

જવ વિષ્ણુ બની રઘુનાથ ફરે, જય મેળવતાં શુભ કીર્ત્તિ વરે;
કદિ હાર થશે પણ ઈશ્વરથી, રઘુનંદ વિના મુજ જોડ નથી. ૬૦

પ્રમદા મન કેમ વિષણ્ણ થયું?! ક્યમ કોમલ હૈયું ભરાઈ ગયું?!
નયણે કયમ શ્રાવણ ભાદરવો, ન ઘટે કરૂણા રસ આદરવો. ૬૧

ધર ધીરજ ભીરુ! દશેક ઘડી, નહિતો સહુ કામ જશે બગડી;
જયની ધ્વજ તાત સમક્ષ ધરી, ધરતી પણ શત્રુ વિહીન કરી, ૬૨

વળતાં નહિ દૂર જઈશ ફરી, તુજ અંક વિષે મુજ શીષ ધરી;
મનની કર દૂર અધીય કજા, રણ મધ્ય જવા અલિ!આપ રજા. ૬૩

(માલિની વૃત્ત.)

મધુર વચન બોલી, પ્રમદા શાન્ત પાડી;
અભિનવ નખરાંથી, બાહુ મધ્યે રમાડી;
અનુમતિ પણ લીધી, દીધે આશ્વાસનાથી;
કપટ શઠ રમે છે, ધિક્ક! અર્ધાઙ્નાથી. ૬૪

રગ રગ બળ સાથે, ક્રોધ વ્યાપ્યો વધારે;
હૃદય અવર શિક્ષા, કાજ કયાં સ્થાન ધારે?
પવન શિર ભરાયો, ધર્મની ત્યાં ન વાત;
મન વિકૃતિ વિસારે, નાર કે ન્યાય માત. ૬૫

**બીજો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ત્રીજો.

## મંદોદરી-વૈભવ તથા સ્વરૂપ-વર્ણન.

( ઉપજાતિ વૃત્ત. )

ભીંતો ઝવે દિવ્ય સુવર્ણ વાળી, હીરે જડેલી નવરંગ જાળી;
સફેત ચો'ક્યા સ્ફટિકો ઉપાન્તે, શોભે ઘણો ઉમ્મર ચંદ્રકાન્તે. ૧

પાનાં અને માણકથી ભરેલ, વિચિત્ર ચિત્રો સ્ફુટ કોતરેલ;
શોભે અહીં ઝાકઝમાળ દ્વાર, મણી તણાં તોરણ આરપાર. ૨

સાચી અને કૃત્રિમ પુષ્પવેલ, મેના અને પોપટથી ઝુકેલ;
તારાતણું મંડળ દેવ લાવ્યા, જરીતણા કે ગલીચા બિછાવ્યા. ૩

ચિંતામણીના ચહુપાસ મોર, રચ્યા અનેરા ઘટ ને કિશોર;
શશાંકની ધાતુથકી મઢેલું, અમૂલ્ય સિંહાસન છે જડેલું. ૪

સદંડ આ છત્ર વિરાજમાન, મળે ન જેનું કહીં ઉપમાન;
ધરાથકી તેજ-સમૂહ ચાલે, નવીન રંગી કદી મેઘ ખાળે.* ૫

અલક્તથી રંજિત પાદ-પાટ, પુષ્પે ભરેલી નવરત્ન-ખાટ;
હિંદોળ ઝુલે જ્યમ નાવ યાને, ઉદ્રિક્ત કંદર્પ શમાડવાને. ૬

વસંતિકા ચંપક પારિજાત, ગુલાબ ને જાવલ જૂઈ જાત;
મંદારસાથે ગુલદાવદીના, ગુચ્છો રચ્યા છે બકુલાવલીના. ૭

કદાપિ સિંહાસન ચંદ્ર જાણી, ઘણું સ્રવે ઉમ્મર અશ્મ પાણી;†
અંજાય કે તેજ વિષે અજાણ્યા, કુદૃષ્ટ કે કોઈ કરે દિવાના. ૮

હોએ ગમે તેમ ન તે કળાય, મધ્યે મુક્યો એક પટાન્તરાય;
છે પારદર્શી અતિ એ અનાડી, નિગૂઢ સંપત્તિ કરે ઉઘાડી. ૯

વાયુ-પ્રિયા મંદ સમીર ઢોળે, સરસ્વતી મંગલ-ગીત બોલે;
વરુણ-નારી જળ મિષ્ટ આપે, દેવાઙ્ગનાઓ પદ યુગ્મ ચાંપે. ૧૦

ઇંદ્રાઙ્ગના કેશ હમેશ હોળે, વેણી ગુંથે, તેલ ફુલેલ ચોળે;
સૂર્ય-પ્રિયા સન્મુખ ખાપધારે, સેથી રખે વક્ર થતી લગારે. ૧૧

---

* પૃથ્વીથી તેજનો સમૂહ ચાલે તે દંડ, અને નવીન રંગી મેઘ તે છત્ર.

† કારણ ઉમરાનો પથરો ચંદ્રકાન્ત હતો અને સિંહાસન ચંદ્રની ધાતુનું હતું.

મુગ્ધા પ્રગલ્ભા છંહ કોઈ બાલા, સુવસ્ત્ર ને દેહ ઘણા સુંવાળા;
સ્રવે મુખેથી સ્વર-પુષ્પકાજુ, વજાડતી કો અલબેલી વાજુ. ૧૨

વીણા લઈ હાથ વિષે વગાડે, બીજી કરી નૃત્ય રમે રમાડે;
ઝીણે સ્વરે મંજુલ ગીત ગાય, આનંદ અત્રે ઉભરાઈ જાય. ૧૩

ચંદ્રાનનાનો કુચ-કુંભ-ભાર, શકે ન વેઠી ગજમોતિ-હાર;
નિતંબથી ભાર ખમાય શાનો, વધ્યો યદા ત્યાં કટિ મેખલાનો; ૧૪

રંભોરુ તેથી ગજ-ચાલ ચાલે, છતાં કુરંગી સમ તે નિહાળે;
અહો ! નથી દાસીક્રિયા કળાતી, સ્થાને ધર્યા બેય ગુણો વિજાતિ.* ૧૫

ભાલે કરે કુંકુમ-ચંદ્ર એક, શૃંગાર લાવી ધરતી અનેક;
ધરી રહી છે મુખવાસ કોઈ, અપાર બેઠી મુખ સામું જોઈ. ૧૬

લ્હાવા મળ્યા યૌવનના અથાક, વધી ગયો છે હદપાર છાક;
કરી ઘણાં ટીખળ હાસ્ય આણે, દાસીજનો મોજ સદૈવ માણે. ૧૭

જોઇ ભરેલાં સ્તન યુક્ત ભોળી, ના'ની પડેલી કદી હોય ચોળી;
સખીજનો સાન કરી અપાર, કરે સ્તનોમાં કલિના પ્રહાર. ૧૮

ઝીણું સજે છે પરિધાન એક, છુટા મુકી કુંતલ કૃષ્ણ છેક;
અન્ને સ્તનોને લટ વિટળાઈ, નાગેણ જાણે હરને ગુથાઈ. ૧૯

બે હાથમાં સુંદર આબખોરા, જળે ભર્યા ઢાંકણ સાથ કોરા;
બરાબરી એ કુચની કરે છે, સંજીવના શુદ્ધ સુધા ધરે છે. ૨૦

નિદ્રા ઉડી છે લઈ સ્વપ્ન ખાસુ, મદાલસા ખાય શકે બગાસુ;
તંદ્રા ત્યજી, બે કર ધારી માથે, લીલા કરે કે હૃદયેશ સાથે ? ૨૧

પાશ્ચાત્યને દક્ષિણ વાત વાય, સુગંધથી મ્હેલ બધો ભરાય;
રૂડો ઉડે કેશ તણો કલાપ, ભભૂકતો અંતર મધ્ય તાપ. ૨૨

લીલા કરે કો લટકે તથાપિ, સર્વાંગમાં વ્યાકુળ દીપ્તિ વ્યાપી;
જોતાં તજીશું નિજ પંચ અસ્ત્ર, અદૃષ્ટ ખેંચે રતિનાથ વસ્ત્ર !† ૨૩

---

* મંદતા પગમાં અને ચંચળતા આંખમાં એમ વિરુદ્ધ ગુણો પણ યોગ્ય સ્થળે રાખેલા છે.

† પવનથી લુગડું ખેંચાય તે જાણે કામદેવ હથીઆર છોડી દેઈ અદૃષ્ટ રહી વસ્ત્ર ખેંચે છે

વિલાસયોગે, પતિને વિયોગે, રૂવે રૂચે દગ્ધ દુરંત શોગે;
સરોજના વિંજન કો પ્રસારે, પ્રદીપ્ત કામાગ્નિ કરે વધારે. ૨૪

ઝંકારતાં નૂપુર બગડીને, વાંકી વળીને કટિ કિંકિણીને;
તાળી વગાડી શુભ ગાય સામ, સુતો જગાડે જયમ કોઈ કામ. ૨૫

કેલિક્રિયાનો વધતાં ઉચ્ચાટ, ટોળે મળી ચિત્રવિચિત્ર ઘાટ;
ઘડે ઘણા સ્ત્રીજન દેવતાઈ, પતિ વિનાની રતિયો ભરાઈ. ૨૬

રતિ-શ્રમે છે શ્લથ ગાત્ર છેક, સંતાડતાં ચિન્હ જણાય એક;
કપાળ અગ્રે થઈ આડ સંધી, પ્રસ્વેદનાં બિંદુ, ન હોય બંધી.* ૨૭

આ રીતિનાં સેવકથી વિંટાણી, સુખાસને રાવણ-પાટ-રાણી,
બેસી સુહાવે સહુ આસપાસ, નક્ષત્રને જેમ શશિપ્રકાશ. ૨૮

ગંભીર ને ચંચળ એ જણાય, સદ્ધર્મ તેજે પ્રમદા ભરાય;
જિન્હા થકી પ્રીતિ પવિત્ર વર્ષે, પ્રગલ્ભ કામે, પણ, બાળ વર્ષે. ૨૯

વેવાઈની† ફેણ સમાન કેશ, કપાળમાં ચંદ્રકનો ઉજેશ;
આકર્ણપર્યંત ધનુષ્ય જેવી, દેખાય છે ભમ્મર સ્નિગ્ધ કેવી! ૩૦

સદા સરે ઘાતક ચક્ષુબાણ, શકે હરે તે મન સાથ પ્રાણ;
જાણી સુધા અંતર, વીસ હાથ, સંલગ્ન કીધી દશકંધ સાથ. ૩૧

કપોલનો ઉજ્વલ લાલ રંગ, સંધ્યા તણો અત્ર ઠર્યો પતંગ;
નાસા ભલી દીપ સમી ખીલે છે, પ્રજાહિતાર્થે અજપા જપે છે. ૩૨

પ્રવાલીએ પેટ વિંધેલ ત્યારે, દીઠો હશે આ અધરોષ્ઠ જ્યારે;
માધુર્યને કોમળતા જણાતાં, હઠી હશેના જળશાઈ થાતાં. ૩૩

દંતાવલી મૌક્તિક હાર માની, નાસાપરે હંસ ચઢ્યો ગુમાની;
કે દંતને દાડિમ પંક્તિ જાણી, વાળી વિષે રે' શુક તેગ તાણી? ૩૪

છે વામ ગાલે તિલ નીલ એક, શૃંગાર મ્હોંનો બનતો વશેક;
કર્યો ભલે ના નજરાય માટે, અનર્થ થાએ પણ અર્થ સાટે.‡ ૩૫

---

* કપાળમાં શ્રમથી પરસેવાનાં બિંદુ છે પણ મોતિની બંધી નથી.

† મંદોદરીનો દીકરો ઇદ્રજિત શેષની કન્યા સાથે પરણ્યો હતો.

‡ આપણામાં નજર ન પડે માટે ગાલમાં કાળુ બાહુ કરે છે તે પ્રમાણે આ તિલ હશે પણ તેથી શોભા વધતાં ઉલટી નજર પડે છે.

ગોરી તણી નૌતમ જોઈ ડોક, મયૂરનું થાય ગુમાન ફોક;
શી પારદર્શી અતિ સૂક્ષ્મ ખાલ! સહાં લળી છે નવરત્ન માળ. ૩૬

કોનું ઘણું તેજ ન તે કળાય, કોની પ્રભાનું પ્રતિબિંબ થાય;
સૌંદર્યમાં બે ચઢતાં જણાય, અન્યોન્યનાં તે* ઉપમાન થાય. ૩૭

બેઠા ખભા બે કુટડા જણાય, હેમાદ્રિના બેશ પ્રદેશ થાય;
સરોજના નાલ સમાન હસ્ત, પંચાંગુલીનું ઉગ્યું કંજ મસ્ત. ૩૮

નખો થકી થાય પ્રદીપ્ત તેજ, વાળે 'શકે વિદ્યુતનો અવેજ;
છે તર્જની આગળ તેજ-લીટી, ન શુક્ર કે ચન્દ્ર ન એજ વીંટી. ૩૯

કાંડાં વિષે કંકણ બાંહ્ય બાજુ, જોતાં ન રે' સિદ્ધનું ચિત્ત સાજું;
કુસ્પર્શથી કૃષ્ણનું ચક્ર મારે, કુદૃષ્ટિથી કંકણ-ચક્ર શારે. ૪૦

સુપુષ્પના કન્દુક શાં સ્તનોને, દાબી દીપે કંચુક સૂક્ષ્મ એને;
અંગે ધરી સાડી ગુલાબવાડી, પીયૂષની ગુપ્ત શકે હવાડી. ૪૧

સિહાસને જોઈ નૃસિહ-નારી, વિશાળ છાતી કૃશકેડ ન્યારી,
અમાનુષી છે સુત મેઘ-નાદ, સેવે ગુહા કે વન મેઘનાદ. ૪૨

નિતંબ ને સાથલ નાભિ જાનુ, ભલે રહે દર્પણ તેનું છાનું;
હરે 'શચીના સુખનો 'દમામ, અનન્ય આ કામ-પ્રિયાનું ધામ. ૪૩

પ્રસ્વેદ છોડે દ્વય પાદ રક્ત, તેનો બન્યો સિહલમાં અલક્ત;
છે ઊર્ધ્વરેખા પદ, નિમ્નપા'ની, અખંડ સૌભાગ્યતણી નિશાની. ૪૪

સ્પર્ધા અલૌકી મુખની કર્યાથી, શશાંકને પીડ પડી પ્રમાથી;
તેથી અહી પાય પડ્યો પ્રમાણું, શું આ નખોની ઉપમા વખાણું.† ૪૫

સુગંધ ને અક્ષત યુક્ત થાળી, સામી ધરે સુંદર મત્ત બાળી;
સુવાસ ને કોમલતા ભરેલાં, પુષ્પો ઝીલે શું મુખથી ગરેલાં.‡ ૪૬

---

* ડોક અને માળા

† પગના નખ ચંદ્ર જેવા છે; તે જાણે મંદોદરીના વદનની અદેખાઈ કરવાથી કલંકરૂપી દોષ લાગ્યો એમ સમજી ચંદ્ર પગે પડે છે.

‡ સુંદર પુષ્પની થાળી લઈ કોઈ બાળા ઉભી રહેલી તે જાણે મંદોદરીના મુખમાંથી શબ્દરૂપી ફૂલ ગરતાં ઝીલે છે.

મૂર્છા થકી મુક્ત થવા ત્રિલોક, રાખી ઉઘાડો નિજવકલ ગોખ;
વેરે સુધા ઉજ્વળતા અખંડ, શું ચંદ્રિકા કે સ્મિત મંદ મંદ ?[1] ૪૭

અનેક તત્વો તણું સત્વ તાવી, અપૂર્વ કામે પુતળી બનાવી;
નથી બીજા તર્કતણો પ્રસંગ, બન્યું અલંકાર દરેક અંગ. ૪૮

ઝુકે જુવાની ભરછક્ક રોજ, સ્વરૂપમાં જાય રમાનું ઓજ;
શૃંગાર આગાર બની તથાપિ, શક્યો ન પેશી મદ લેશ પાપી. ૪૯

પતિપ્રિયા શીયળમાં લલામ, ન ગર્વ કે આગ્રહ માન નામ;
સતી સપત્નીપર સ્નેહ રાખે, દાક્ષિણ્યથી સેવક સાથ ભાખે. ૫૦

કહ્યાગરી ધાર્મિક લાજ વાળી, ગુણે તને નમ્ર અને દયાળી;
સર્વે સ્થળે છે નિજ દેખરેખ, કલ્યાણ દેતાં ધરતી વિવેક. ૫૧

મને ક્રમે ને વચને પવિત્ર, એકે નથી ખોટું શિખી ચરિત્ર;
સુતા વધૂ કે પતિપુત્રમંન, પ્રસન્ન નેણી કરતી પ્રસન્ન. ૫૨

( શાર્દૂલવિક્રીડિત. )

નિરોગી નવ દેહવલ્લી ધરતી, સાક્ષાત્ રમાની સુતા,
નાના ભોગ રમાડતી પણ રહે, નિષ્પાપ પ્રજ્ઞા-યુતા,
રાખી સાત્વિક વૃત્તિ નિત્ય સુખના, મધ્યાહ્ન દર્શાવતી,
ખેલી ચોપટ અસ્ત ને ઉદયની, શી શિખવે છે ગતિ ! ૫૩

## ત્રીજો સર્ગ સંપૂર્ણ.

---

૧ ત્રિલોકની મૂર્છા મટાડવા અખંડ અમૃત અને ઉજ્જ્વળતા ઉઘાડા વદનમાંથી વેરે છે તે તેનું સ્મિત છે કે ચંદ્રની ચંદ્રિકા છે ?.

# સર્ગ ચોથો.

## ઇંદ્રજિત-મંદોદરી-સંવાદ.

( ઉપજાતિ વૃત્ત. )

રામા રમે ખેલ નવા નિરાંતે, જઈ ઠર્યો ત્યાં યુવરાજ ખાંતે;
સાષ્ટાંગ માને કરવા પ્રણામ, નીચો પડ્યો પાદપ પાટ ઠામ. ૧
અલક્તનો સ્પર્ષ થયેલ જેને, એવાં નવાં બક્તર ટોપ તેણે
નખો તણો તેજ–સમૂહ છાયો, શશાંક સ્ત્રી–સ્હાય છતાં ગ્રહાયો. * ૨
વૃત્તાન્ત ચેતી જઈ સર્વ શાણી, જોઈ રહી અર્ધ ઘટિક રાણી;
સંકોચ વક્ત્રામ્બુજમાં ભરાય, શકે નિશાચાર† થકી ગ્રહાય. ૩
અધર્મ અન્યાય થકી વિમાસે, અનીતિ જોતાં કરમાઈ ત્રાસે,
માતા કરે મૂકમુખે વિલાપ, પ્રસૂન બાળે વડવાગ્નિ તાપ. ૪
કળીજઈ કૌતુક એ મુરારી, વદ્યો ગિરા મંજુલ મંજુ સારી;
ઓવારણાં લેઈ નમી નમીને, ગણેશ જાણે સતી પાર્વતીનેઃ ૫
"હે માત! હે અંબ! ભલી જનેતા, દયા તણું અંતર છે પ્રણેતા,
પ્રસન્ન દેવી ! થઈ કષ્ટ કાપો, સુજાતને આશિષ દાન આપો. ૬
દાક્ષાયણી! હે મય-રાજબાળી!, સુકીર્ત્તિથી નિર્મળ ભાગ્યશાળી!
ધાતાથકી સોગણી શુદ્ધ શાણી!, વિજ્ઞપ્તિ ધારો ઉર, લંક રાણી!. ૭
અખંડસૌભાગ્યવતી રનાદે!, સરસ્વતીથી ન ચઢાય વાદે;
પ્રતાપ છે સૂર્ય થકી મહાન, ધરો ધરો, મા ! ક્ષણ એક કાન. ૮
પ્રજાતણી રક્ષક માત વ્હાલી!, જતું નથી દર્ષન જેનું ખાલી;
હે નર્મદે! ઉજ્જ્વલ કીર્ત્તિખાણ!, કરો જરા આર્જવ આ પ્રમાણ. ૯
થતાં મને જોઈ સદૈવ રાજી, ઉદાસ દેખું પણ આજ માજી;
નિર્માલ્ય કુલામ્બુજવક્ત્ર શાથી? ચિંતા વધી શી અવળી ક્રિયાથી? ૧૦

---

* બક્તર તથા ટોપ કાળાં તેને રાતા અલકતનો સ્પર્ષ થયો અને મંદોદરીના પગના નખ આગળ તે ગયાં તેથી જાણે ચંદ્ર ગ્રહાયો હોય એમ જણાતું હતું.

† ચંદ્ર અથવા રાક્ષસ.

નથી લગારે ઉતપાત કીધો, સંગ્રામ માગી મનથી ન લીધો;
વાગ્યો ચઢી શત્રુ નિવારવાને, આજ્ઞા લઈ હર્ષ દીધો પિતાને. ૧૧

બાળી ગયો લંક પ્રદેશ એક, વાલી–સુતે ગાળ દીધી અનેક,
કાપી લીધું શૂર્પણખાનું નાક, કયાં છે અમારો તલભાર વાંક? ૧૨

પાછા જતા હોય હજી કદાપિ, કૃતઘ્ની કાકો મુજ હાથ આપી;
સીતાતણી લેશ ચઢે ન વા'રે, છાંટો નથી રીસ પછી અમારે. ૧૩

રામે વિના કારણ રા'ડ માગી, પછાડવા ઉદ્ધત તો અભાગી;
વિદેહ કિષ્કિન્ધ ન આ અયોધ્યા, લંકાવિષે એ જડશે ન સોધ્યા. ૧૪

સંગ્રામ ઇંદ્રાદિ સમીપ કીધો, તેમાં નથી સંશય માત! લીધો;
તરી મહા સાગર આવવામાં, ડુબીશ શું હું હલકા ધરામાં! ૧૫

રાખો જરા હિમ્મત માત મા'રી, પાળો ચણ્યામાં નહિ હોંશીઆરી;
શું થાય એવી દશબાર બાંધ્યે, દો'ડા જનોને લઈ જાઉં કાંધે. ૧૬

કરાવતો સ્નેહ કદાચ શંકા, તો લંકના સૈનિક જો અટંકા;
જરા વિચારો તતબીર મ્હારી, છે અંબિકાની પણ મ્હેર સારી. ૧૭

લીધો જીતી મેં સુર-વર્ગ સર્વ, હણ્યો રસાતાલ-નરેન્દ્ર ગર્વ;
જો રામ સામે જય માત! થાશે, ત્રિલોકમાં કીર્તિ ઘણી ગવાશે. ૧૮

નિઃશંક થાશે જય આજ મા'રો, અન્યોન્યકેરાં બળને વિચારો;
કયાં બાળ એ વાનર રીછ સાથ! કયાં વીરસેનાન્વિત લંકનાથ! ૧૯

જતો યદા શત્રુ મહાન સામે, આજ્ઞા કરી ખેદ ધરો ન નામે;
થઈ દયા આ સમયે તમારી, એ બાળનો બા'રવટો વિચારી. ૨૦

સુતો જગાડી યમ મોત માગે, તેને હણ્યામાં નહિ પાપ લાગે;
અમસ્તકાં શું કરવા મુઝાઓ, આપો વધાવો, દઈ યુદ્ધ લ્હાવો. ૨૧

જેણે ધરી છે જયની ધ્વજાને, દયા અને ભીતિ ઘટે ન તેને;
સત્તા અને દુષ્મન, દાવ જાતાં, ફરી ફરી હાથ ચઢે ન' માતા. ૨૨

માથે રહ્યો છે અરિ ભેક ગાજી, આજ્ઞા વિના ના ફરકાય માજી;
ઉત્સાહથી દ્યો જનની કરારે, આજ્ઞા અને આશિષ વાર વારે. ૨૩

સંગ્રામનો સંનિધ કાળ આવે, તે કેમ તારા સુતને ન ભાવે?
ફરી ફરીને નહિ લાગ આવે, જો માત! તા'રા મનને મનાવે. ૨૪

મંદોદરી માત! હું પાય લાગું, ફરી ન તા'શ સમ કાંઈ માગું;
કુલાય ઘાલી અરિ આમ ઘેરો, આજ્ઞા કરો આટલી આજ ફેરો." ૨૫

આવી કરી નમ્ર અનેક વાત, ઉભો રહ્યો માતસમીપ જાત;
ત્વરા વધી છે રણમાં જવાની, રૂઠ્યો કરે કાળ સુબુદ્ધિ હાની. ૨૬

અનીતિ ને નીતિ વિવેક ધારી, ઐશ્વર્ય સીતાપતિનું વિચારી,
જાણી હઠીલા પતિ, દૈવ, જાત, સંતાપથી કંપિત માત જાત. ૨૭

સમી શીળે સીત ન આપવાના, બની ગયા પુત્ર પિતા દિવાના,
ખેદાન મેદાન થઈ જવાના, તથાપિ કે'નાર નથીજ "માન્યા;"૨૮

છઠ્ઠી તણા લેખ ન થાય ફોક, ભલે કરો યુક્તિ, પ્રયત્ન, શોક;
રણાઙ્ગણે જો અવસાન થાશે, લંકા જતાં સ્વર્ગ નિવાસ થાશે. ૨૯

ખરો કરી સાત્વિક એ વિચાર, માતા વદી ખેદ ધરી અપાર;
જતાં જતાંયે હિત થાય જેમ, રાખે ન હૈયે પરિણામ વ્હેમ. ૩૦

"ભરી તમે અંતક સાથ આથ, જાણી ધર્યાં પાવક મધ્ય હાથ;
પડે તમારા સહુ વક્ર પાસા, તો'યે ધરો આ કયમ જીત આશા!૩૧

પીડ્યાં સખા સાંમદને પ્રજાને, સત્યાર્થ કે'તાં કનડ્યો સગાને;
સતી તણા શાપ ખરા થવાના, આ યુદ્ધમાં પુત્ર! ન ફાવવાના. ૩૨

સીતા હરી ઝેરનું બીજ વાવ્યું, કુદૃષ્ટિનું ચોપડ પાણી પાયું;
ઝેરી કુકાર્યો અભિમાન-વાત, મિઠાં ફળોની કરવી ન વાત. ૩૩

કપિ કપિ તો પણ રોળ વાળી, ગયો તમારી નગરી પ્રજાળી;
એવા મળ્યા આ રણમાં અપાર, જશે અલ્યા ભાઇ! ખચીત ભાર. ૩૪

સુવર્ણ લંકા મણિયુક્ત મ્હેલ, સુપુત્ર ને પુત્ર-વધૂ ઠરેલ,
સ્વધર્મ, શોભા, અધિકાર, રાજ્ય, ખોવા જવા એ પ્રિય સર્વ આજ. ૩૫

લીધાં ઘણાં માન વિમાન મધ્ય, ખાધાં પીધાં લાડ કર્યાં અવદ્ય;
નથી રહ્યો વૈભવ એક ન્યૂન, આજે બધુંએ પરવાર્યું પુન્ય. ૩૬

પ્રત્યક્ષ જોવા કૃતિ પુન્ય પાપ, અયોગ્ય ચેષ્ટા રીતભાત આપ,
આવી ધરી સીતનું રૂપ છાની, શાને ધરો હિમ્મત અંબિકાની. ૩૭

મહેશને જે અધિકાર આપે, બ્રહ્માણ્ડ સ્થાપી પણ જે ઉથાપે;
તે રામની આમ રખાય રામા! સંકલ્પ એ શા કરવા નકામા! ૩૮

થશે અહ્યા ! તું કુળનું કલંક, જો ખોઇ આવ્યો રણ મધ્ય લંક;
હારી રહ્યો મોં જનને બતાવા, અત્યારથી તો નહિ દેઉં જાવા. ૩૯
ચેતી શકો તો હજુ ભાઈ ચેત, લેઇ ક્ષમા, રામશું બાંધ્ય હેત;
રે' ચિત્ત મિથ્યા મદથી ભરેલ, ભલે રણે સિંહ સમાન ખેલ્ય. ૪૦
જો રા'ઢ માં રે' તુજ પુત્ર રંગ, ઉગે કદા પશ્ચિમમાં પતંગ,
તો રામને ના કરશો વિમાન, જયે ન ખોશો નય, ધર્મ, સાન. ૪૧

હારી જતાં પીઠ રખે બતાવો, દેહાર્થ બેટા ! શિર મા નમાવો;
જીવ્યા છતાં જ્યાં અપકીર્તિ-મર્ણુ, થજે સુખે લક્ષ્મણ બાણુ શર્ણુ. ૪૨
ખોવાઈ જાશે કદી પુત્ર વ્હાલો, થઈ જશે એ કદી કેર કાળો;
લંકાપુરી જીર્ણુ અરણ્ય થાશે, તથાપિ તારો શિવ જીવ 'થાશે. ૪૩
નથી કરી તે કૃતિ એક સારી, અન્યાયની બુદ્ધિ હમેશ ધારી;
પુણ્યૌઘના પૂર્વજના પ્રભાવે, પ્રભુ મળ્યા તે પણ વૈર ભાવે. ૪૪
માટે હવે શા કરવા વિચાર ? સંભારતાં શક્તિ થવું તયાર;
થઈ જજો લક્ષ્મણ રામ સામે, સુકીર્ત્તિ કે મુક્તિ સદૈવ પામે. ૪૫
લક્ષેન્દ્રનાં વજ્ર સમાન બાણુ, શ્વશુરની ફેણુ સમો કૃપાણ;
કામાસ્ત્ર કેરી શર શસ્ત્ર ધાર, તને હજો લાખ હજાર વાર. ૪૬

વસો કરે કાર્તિક પર્શુરામ, છાતી થજો હિમ્મતકેરૂં ધામ;
રે'જો દિલે પૂર્વજ વીર્ય ધારી, ત્રિમૂર્ત્તિ રક્ષા કરજો તમારી. ૪૭
રુવે રુવે રુદ્ર રહો નિહાળી, વસો લલાટે પણ ભદ્રકાળી;
રખે ખુવો લંકનું પુત્ર પાણી," એવાં વદી આશિષ વેંણ રાણી. ૪૮
અંતર્વ્યથા અંતર મધ્ય રોકી, કરામ્બુજે પુત્રની પૃષ્ઠ ઠોકી;
માથે મુકયા બે કરને વશેક, ગંભીરતાથી ધરી લેક ટેક. ૪૯
આજ્ઞા અને આશિષ ચિત્ત ધારી, શક્રારિ લાવ્યો મનમાં ખુમારી;
પાદાબ્જ માથે સતીના ધરીને, કરે નમસ્કાર ફરી ફરીને. ૫૦

ન શુદ્ધિ કે બુદ્ધિ લગાર ધારી, અફાળતો હાથ ગયો સુરારિ;
થશે ફરી બંધન એ ભયેથી, શું રુક્ષ છૂટ્યો નિજ પાંજરેથી. ૫૧
કાલે સવારે સતીએ જણેલો, હજી લગી છે દૂધથી ભરેલો,*
ચાલ્યો કરાવા સતી-ધર્મ ભંગ, બલિષ્ટ ત્યારે જગમાં કુસંગ. ૫૨

---

* માના ધાવણનું દૂધ સુકાયું નથી.

ખોટાં થયાં ચિન્હ અનેક વાર, સુલોચનાએ વિનવ્યો અપાર;
અત્યારથી માત કરે વિલાપ, રહી હવે તો ધરવાની ખાપ. ૫૩
વેગે ચઢ્યો ને થયું શૂન્યકાર, આવી બને ત્યાં થતું અંધકાર;
કરી નહિ સાત્વિક એક વાત, પડી ખરેખાત પિતાની ભાત. ૫૪

(રોળા વૃત્ત.)

યુવતિ-ભીતિની વાત ગણે નહિ રણનો કીડો,
લાંબે પગલે વીર રકત પીવાને હીંડ્યો;
વન મધ્યે જ્યમ વ્યાઘ્ર સૈન્ય મધ્યે ત્યમ ગાજે,
જોયો તે કયમ જાય દેવ જ્યાં આવ્યા વાજે. ૫૫

ચોથો સર્ગ સંપૂર્ણ.

---

# સર્ગ પાંચમો.




## સૈન્ય-રચના-વર્ણન.

(રોળા વૃત્ત.)

ધરી ઇષ્ટનું ધ્યાન, પાય દેવીને લાગી,
વીરધીર રણ ચઢ્યો, ભીતિ પુરજનની ભાગી;
કરી રકતથી સ્નાન અશ્વ પર બેઠો પોતે,
શોભે સેનામધ્ય મેરુ શીખરની જ્યોતે. ૧

કવચ ટોપ ને કચ્છ બાણ કાર્મુકને ભાથા,
ભાલા ને તરવાર ત્રિશૂલ ગદાને હાથા;
વિવિધશસ્ત્ર અવનવાં ઇંદ્રજિત રણમાં લાવ્યો,
કલ્કિતણો અવતાર જગત હણવાને આવ્યો. ૨

શૌર્ય ચઢાવા કાજ ઘંટ ઘંટા શરણાઈ,
ઘુઘરી ને રણતૂર ભેર ડફ ને તૂરાઈ,
ગોમુખ ને ત્રંબાળુ ભૈરવી શબ્દ કરે છે,
ચારણ ઘઢવી ભાટ પૂર્વ ઇતિહાસ ભણે છે. ૩

પરાક્રમી કો પૂર્ણ મેઘસમ નાદ કરે છે,
ફરી સાંગ સમશેર નગ્ન આકાશ ધરે છે;
એશ મણી-ઉજેશ વદન ફરતાં ન જણાએ;
વિદ્યુત સાથે આભ અત્ર ઉતર્યું સમજાએ. ૪

ક્રોધે રાતી આંખ અગ્નિની જિહ્વા જેવી,
અસુર નિકન્દન કાજ વશી ત્યાં ચંડી દેવી.
અદ્ધર રાખે અશ્વ, વળી પાતાળે ઘાલે,
ચક્ર ફેરવે કોઈ, મુસળ હળ અન્ય અફાળે. ૫

યોદ્ધા અપરંપાર, મદે ઝરતા જ્યમ હાથી,
કૃતાન્ત જેવા લક્ષ ઇંદ્રજિત સાથે ભાથી;
એક એક લઈ શસ્ત્ર દાટ આ ભવનો વાળે,
કોટિ એવા વીર રામની સામે ચાલે. ૬

હય-રથ,ગજ-રથ,ઘણા ચલાવે સારથિ શૂરા,
મહારથી તે મધ્ય યુદ્ધ કૌશળમાં પૂરા;
પર્વત તોડે સહજ, આભને પળમાં ફોડે,
શૂરાતન સાક્ષાત્ મળ્યું રાક્ષસને કોડે. ૭

આજ્ઞા રાવણ તણી પ્રજાના દીન પ્રલાપો,
મસ દિનનો ચવળાટ દ્વેષ અપમાન, બળાપો;
સ્પર્દ્ધા માંહો માંહ્ય ઇન્દ્રજિત રાજી કરવા,
લાજ જવાનું જ્ઞાન યુદ્ધમાં હરવી મથવા. ૮

એક એક એ પૂર્ણ શત્રુ–દળ સંહરવાને,
સાથે સરવે મળ્યાં ક્રોધ ચઢિયો તોફાને;
મર્કટના ડચકાર અગ્નિમાં ઘી હોમાયું,
રોળાશે રઘુવીર દેવનું મન કચવાયું. ૯

અદ્દભુત સેના તણા ભાગ કીધા બળવાને,
ડાબો જંમણો મધ્ય શત્રુ ઘેરી લેવાને;
અગ્રસરી ત્રણપાસ હિમાચળ-શીખર જેવા,
જાણે ઊંચા ચઢે ઈશ્વરી પદવી લેવા. ૧૦

મહાવીર રણધીર શક્ર-રિપુ સઘળે ફરતો,
ચલવે ભારે કટક નથી રઘુવર યમ ગણતો;
પ્રલય કાળનો રુદ્ર ભયંકર આથી થોડો,
નૃસિંહનો શો ક્રોધ હતો તેથી તો ચોડો. ૧૧

રુદ્ર હણે બ્રહ્માણ્ડ વસ્તુને લયમાં પટકે,
નાશવાનનો નાશ કરે પણ ત્યાંથી અટકે;
અવિનાશી શ્રી રામ પરાત્પરને હણવાને,
ચઢ્યો હોય તે રુદ્ર રુદ્રથી હોય ન શાને. ૧૨

નૃસિંહદેવે ધર્યો ક્રોધ રાક્ષસ સંહરવા,
તેવેથી ન જવાય રામની સામે લઢવા;
દેવ તણો અધિદેવ મારવા ચિત્ત વિચારી,
ક્રોધ થકી વધુ ક્રોધ રહ્યો રાક્ષસ સંચારી. ૧૩

લંકામાં દિનરાત રત્નમય રથમાં બેસે,
ફરતો હસતે મુખે પ્રજા અંતરમાં પેસે;
સજ્જન-નયનાનંદ પદ્મિનીનો વિસામો,
ભીષ્મ આજ દેખાય કાળ આવે જયમ સામો. ૧૪

સહવાસી જવ ડર્યા શકે નહિ સામે જોવા;
બાળક રાક્ષસતણાં તો'ય પણ લાગ્યાં રોવા;
પગલે પગલે વધે ક્રૂર શું વૈર અદેખું,
સમુદ્ર જ્યારે છલ્યો રીછનું ત્યાં શું લેખું. ૧૫

ગદા ધરીને હાથ પદાતિ નિયમસર ચાલે,
દ્વંદ્વયુદ્ધને કાજ મગ્ન થઈ મનમાં મ્હાલે;
વધ્યો ઘોર ઉત્સાહ શત્રુને સામે મળવા,
કરે પવન શો વેગ, હુકમથી હીડે હળવા. ૧૬

તે પાછળ અશ્વાર હારમાં હાલે હાંસી,
કર ધારી તલવાર શત્રુ-શિર કેરી ફાંશી;
ભાલા તીક્ષ્ણ ઘણા ઝળકતા મુકે મોઝા,
દંષ્ટ્રા ફાડી શકે મકર કપિ ખાવા ઝાઝા. ૧૭

ગર્વે વાંકી ડોક લગાર નથી છર માંતો,
શેષથકી તોખાર—ભાર વેક્યો નહિ જાતો;
પુલકિત શોભે યાળ ચાલ શી સપ્તમુખાની,
હણવાનો હણણાટ શત્રુને દે બહુ ગ્લાનિ. ૧૮

હારબંધ રથ ઘણા દુર્ગ દુસ્તર શા ઉભા,
દીપ્તિમંત શર ધનુષ વધારે રણની શોભા;
પવન-વેગના તુરી, રાશ તે પણ સોનાની,
રત્ન જડિત સહુ પાશ માંહ્ય બેઠા સેનાની. ૧૯

શ્વાસોચ્છ્વાસે વેર, ઝેર આંખોમાં ભારે,
હાથ વિષે ચવળાટ હૃદયમાં હિમ્મત ધારે,
મુખે શત્રુ-ધિક્કાર, દાંતમાં રીસ ભરીને,
બેઠા રથમાં વીર કરમાં ચાપ ધરીને. ૨૦

ગજનાં યૂથે યૂથ નથી મદ તેનો માતો,
મદિરા કેરાં પાન કરાવી કીધો તાતો;
લાંબી કરતાં શુણ્ડ ઓઠ આગળ વાળે છે,
કપિ ભક્ષણની રીતિ સુભટને બતલાવે છે. ૨૧

તેપર કરમાં ધરી વજ્ર કે અગ્નિ જ્વાળા,
બેઠા દુષ્ટ પ્રધાન કર્મને રૂપે કાળા;
અહંકારનાં વૃક્ષ-હસ્તી પર બેઠાં આજે,
પ્રધાન-ફળ શાં મિષ્ટ બુભુક્ષિત કપિવર કાજે. * ૨૨

તે પાછળ છે અયુત ઊંટ ખચ્ચર ને પાડા,
સાંઢ સાઢણી બળદ શ્રમે મારે ફુફવાડા;
આયુધના અંબાર, કવચના તે પણ ભારે,
સાથે ખેંચે ઘણા મરે છે તો પણ ભારે. ૨૩

લાખ તરેલાં કર્યાં તેલિયાં બહુ ઠેલે છે,
અહો! લંકના અદ્રિ સૈન્યની સાથ ફરે છે; †

* અભિમાનનાં ઝાડરૂપી હાથી અને પ્રધાનરૂપી ફળને ખાનાર વાનર.
† આયુધના ઢગલાં પર્વત જેવા ઊંચા થયાં છે.

સામગ્રી અવનવી યુદ્ધની રાખી સાથે,
રચી સેન ચતુરંગ ઇંદ્રજિત સેનાનાથે. ૨૪

ખાવા પીવા કાજ ભરાવ્યા કોષ હવાડા,
જોષી કવિને વૈદ્ય તણા તે સાથ અખાડા;
માગ્યા પે'લાં મળે મૃત્યુ વણ ઇચ્છિત મનનું,
બની યુક્તિ એ રીત ચઢયું દળ જવ રાવણનું. ૨૫

મંડળીકનું સૈન્ય ચાર પાસે વીંટાયું,
શસ્ત્ર અસ્ત્રથી પૂર્ણ, અભય પણ સાથે લાવ્યું;
નગર તણી ચોમેર જેમ કિલ્લો વિંટાએ,
મધ્ય સૈન્યનું તેમ આ થકી રક્ષણ થાએ. ૨૬

રાજ તણી જયધ્વજા સૈન્યની મધ્યે ફરકે,
લંક વીર્યની શક્તિ નિરખતાં દુશ્મન ધડકે;
ચતુર દિશાનું સૈન્ય લોક–ગિરિ મધ્યે મેરુ,
બ્રહ્માએ શું રચ્યું ધરાનું રૂપ અનેરૂં. * ૨૭

અપૂર્વ સેના જોઈ પૂર્વનો સૂરજ અટકે,
શૂર અસુરની યુક્તિ નિરખતાં સુરજન ફટકે;
કોટિ કોટિ બ્રહ્માણ્ડ રચ્યાં બ્રહ્માએ તેનાં,
કરવાને સંહાર શકે નિર્માઈ સેના! ૨૮

સપ્ત ભુવનનો મ્હેલ ચઢી તેપર રાજાએ,
પુત્ર તણી તજવીજ તપાશી મન મકલાએ;
રામ તણો શો ભાર ભૂતપતિ, કાળી ત્રાસે,
એમ વિચારી ચિત્ત મત્ત નાચે ઉલ્લાસે. ૨૯

કરવાને સંહાર સકળ કલ્પાન્તિક કાળે,
અગણિત જળના ધરા સ્ફુરે શું અત્ર અકાળે;
ચઢયું પૂર ભરપૂર પુરીને પૂરી દેવા,
કે રાવણનું સૈન્ય વિષ્ણુની પદવી લેવા! ૩૦

---

* ચારે દિશાનાં સૈન્ય લોકાલોક પર્વત જેવાં, અને ધ્વજા મેરૂ જેવી, તેથી જાણે બ્રહ્માએ નવી પૃથ્વી રચી હોય.

અસ્થિતણો ગિરિ થવા ધરાતલ ત્વચથી જડવા,
રૂધિર માંસ ને મેદથકી કે સાગર ભરવા;
નભ ભૂમધ્ય અનેક પ્રેતને છાયા રૂપે,
કરવા, સેના રચી લંક-વીરાયિત ભૂપે. ૩૧

દિવ્ય ગરૂડના સંઘ સર્વ સાથે ઉભરાયા.
હમાઉના ગણ ઘણા ઉતરી અત્ર ભરાયા.
સૈનિક કેરો વેશ શક્તિ ધારી શું આવી.
ભૂખ્યા ગણથી પૂર્ણ યમે કે ચમૂ બનાવી. ૩૨

"જય જય લંકાધીશ" એમ બંદીજન બોલે,
સંગ્રામિકમાં વધે વીર્યને હર્ષ અતોલે;
રણમાં મરતાં શૂર સ્વર્ગનું સુખ જે પામે,
સુણતાં તેની કથા વીર રસ પૂરો જામે. ૩૩

ભૂખ તર્ષ કે દુઃખ કલેશ ચિંતા નહિ નામે,
જન્મ મરણને જરા હોય નહિ તેવે ઠામે;
રમણી ચન્દ્રાનના, અહોનિશ રાસ રમાડે,
રે'વાનું તે દેશ, દેહ જો રણમાં પાડે; ૩૪

તપ કરતાં ચિરકાળ અચલ પદપર ધ્રુવ ફાવ્યા,
અશ્વમેધ શત કરી ઈંદ્ર રાજ્યાસન ફાવ્યા;
અચિર કાળમાં રણે સર્વ તે રણના હીરા,
એવાં સુણતાં વેણ અને સહુ વીર અધીરા. ૩૫

કોઈ હરાયો યોધ વેગથી શસ્ત્ર ઉગામે,
"મારો મારો" ચીસ્ર કારમી પાડે હામે;
કમ્મર બાંધી અન્ય ફાળ મારે, કો જાણે,
હણું એકલો શત્રુ, રહે વાર્યો ન પરાણે. ૩૬

શંખનાદ ઘન થયો સૈન્યમાં શૌર્ય પૂરાવા,
વેગે ચાલે વીર સ્વર્ગના લેવા લ્હાવા;
નાદ ભયંકર થાય જીવ પણ ફાટી જાએ,
થર થર કંપે ભૂત પ્રેત ભૈરવ ગભરાએ. ૩૭




ગણપતિ ગણપતિ તોય છેક હૈયામાં ફફડ્યો,
સરિતાનો જળ વાહ વેગ વાળો પણ અટક્યો;
શંકરની સહચરી * ત્રસ્ત થઈ ન શકી વેઠી,
અંક ત્યજી ભય ગ્રસ્ત હૃદય-ગહ્વરમાં પેઠી. ૩૮

જાગ્યા સર્વે રૂદ્ર, યોગ નિદ્રા પણ ભાગી,
ચિંતા યમને પડી, હાક રાવણની વાગી;
ભયકંપિત ત્રણલોક, ગયાં વાદળ વિખરાઈ,
ડોલ્યા દશ દિગ્પાળ નગર દેવી ગભરાઈ. ૩૯

પવન અચળ પણ થયો હલ્યાં જળ મ્હાસાગરનાં,
નમે ધરા તે પાસ જાય દળ જ્યાં રાવણનાં;
વાગે નભ પાતાળ, ગુહા ગિરિશું ભણકારા,
ગયું ખળભળી સર્વ, વ્યોમથી ખરતા તારા. ૪૦

મેઘનાદનું નામ મંત્ર મોહક આકર્ષી,
વ્યંડળ પણ સાંભળી દોડતા લેઈ ફર્શી;
લો'ચુંબક જ્યમ લોહ તેમ સેનાને ખેંચે,
અતલી બળમાં શૌર્ય જોર જાતે જ્યમ વેચે. ૪૧

ધરી મુંછપર હાથ પાઘડી ટેરી બાંધી,
નખ શિખ બળતું વેર દૃષ્ટિ જય સાથે સાંધી;
અનમી યુદ્ધ કરાળ કાળના ગણસમ વીરા,
પાડે, કરડી હોઠ, પેટમાં ફાળ, અધીરા. ૪૨

બાર અષાઢી મેઘ મત્સ્ય તાણી જ્યમ કોપે,
ઝૂઝે ત્યમ આકળા આયના બળની લોપે;
કરે પ્રતિજ્ઞા ઘણી વ્યાઘ્રથી બળિયા યોદ્ધા,
"જાવા દેવો એક ખબર કે'વા ન અયોધ્યા." ૪૩

દશ શત ફર્ણોમાં ઝેર શેષ સળક્યો પણ આજે,
શ્વાસોચ્છ્વાસ રૂંધાય ચમૂ-અર્ણવ જવ ગાજે;
અષ્ટ સિદ્ધિ નિધિ નવે આપતાં ઝાલી ઝોળી,
શકે દઈને વીર્ય શિવે રાખોડી ચોળી! ૪૪

---

* પાર્વતી.

( દ્રુતવિલંબિત વૃત્ત. )

ક્ષય સમે જ્યમ મુક્ત થતાં રસે, ક્ષુધિત શ્વાન અધરતલના ધસે;
ત્યમ ચમૂ ઉભરાય પળે પળે, નગર બ્હાર રણાઙ્ગણમાં પળે. ૪૫

**પાંચમો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ છઠ્ઠો.

## સૈન્ય-પ્રયાણ.

( વસંતતિલકા વૃત્ત. )

ચાલ્યું મહા કટક જ્યાં રઘુના કુમાર,
બેઠા ધનુષ્ય લઈ જેમ વસંત માર;
ચોપાસથી નગરલોક ધરે વધાવો,
જાણે ફરી નહિ મળે શુભ કાળ આવો. ૧

લે વારણાં સહિત ચારણ ભાટ કષ્ટિ;
માળી કરે કુસુમની કમનીય વૃષ્ટિ;
ફેંકે ત્રિયા અબિર કુંકુમ, સ્નિગ્ધ દૃષ્ટિ;
વાદિત્ર ઘોષ પ્રસવે નવ શૌર્ય-સૃષ્ટિ. ૨

શાં સ્વસ્તિવાચન ભણે ભટ વિપ્ર ગોર,
આધા સુકોમલ સ્ત્રિયો ધરતી કઠોર;
શક્રારિ આશિષ તણા વચને ભરાયો,
જાણે સતી-પતિતણા શરથી છવાયો. ૩

હાંકે સમીપ મૃદુ લોક સવચ્છ ગાય;
પુત્રી સમેત શુચિ સન્મુખ માત જાય;
ષટ્કર્મ વિપ્ર બટુકો કરીને બધાય,
વેદોક્ત પાઠ ભણતા ગુરુ-ઘેર જાય. ૪

ઝીયાયણું લઈ રુડી પ્રમદા ઉમંગે
જાતાં મળી શ્વશુર ઘેર દિયેર સંગે;
સામા મળ્યા વણિક અક્ષત લેઈ ધાન્ય;
આનન્દિતા નવવધૂ-વરકેરી જાન. ૫

ગંધર્વ—ગર્વ હણવા રચ્યું હોય જાણે,
સ્વર્ગીય નૃત્ય થતું તાંડવ તે પ્રમાણે;
અત્યંત કોમળ સ્વરે સુર ભેળવીને,
રંભા સમીપ રમતી મન ખીલવીને. ૬

ઉલ્લાસથી યુવતિ મંગળ ગાય તાણી,
પક્ષી વદે શકુનની બહુ સૌમ્ય વાણી;
જાણે કહે—"વિજયની વરમાળ ધારી,
વ્હેલા વળો ત્રિભુવને યશગંધ ભારી." ૭

નાહી સજી ધવલ અંબર ગૌર અંગે;
ખેલાવતી અલક કર્ણગુલેર સંગે;
પાર્થિવપૂજન કરી પતિ ઈષ્ટ માટે,
કન્યા વિભૂતિ ધરતી ઉજળે લલાટે. ૮

સાક્ષાત રૂપ રમતું જયમ હોય અંગે,
એવી ઉભી બહુ છજે કુંવરી ઉમંગે;
મુક્તા સમેત વરષે અનુરક્ત દૃષ્ટિ,
વર્ષે નિશાકર નિશાચર શીષ વૃષ્ટિ. ૯

આકાશમંડલ વિમાન થકી ભરાયું,
બ્રહ્માણ્ડ ચક્ર શરભીતિ થકી- છવાયું;
લંકા—પ્રતાપ-રવિ રાહુ-સ્મરે ગ્રહાયો,
શક્રારિ તેમ શુભ ચિહ્ન થકી ન્હવાયો. ૧૦

આશા ધરે અગૃહિણી જયમ પુત્ર માટે,
કન્યા યથેચ્છ વર કારણ રે' ઉચાટે,
સત્પુત્રના ઉદય કાજ યથા સબંધી,
શક્રારિ તેમ જય કારણ આશ-બંધી. ૧૧

આનંદની વદનમાં વિખરાઈ છાયા,
ચોરી વિષે પરણવા સસરાની કન્યા,
જાણે ધપે ઉલટભેર સમીપ છેક;
ચિંતા તણું નવ જણાય નિશાન એક. ૧૨

જેના પરાક્રમવડે સુર સર્વ હાર્યાં,
જેણે ઘણા અજિત દાનવ દૈત્ય માર્યા,

તેને કપીશ હણવા ભય હોય ક્યાંથી?
શું કેસરી ક્ષણુ ડરે મૃગ-બાળકાંથી? ૧૩

થાયે સુવર્ણ, જયમ લોહ, મણિ પ્રસંગે,
વ્યાપી રહ્યું ત્યમ શૂરાતન સૈન્ય-અંગે;
આ સૈન્યમાં નહિ થશે નિજ લેશ ત્રાણુ,
જાણી કરે ઝટિતિ સન્મતિ યે પ્રયાણુ. ૧૪

આવી ભરાયું ઇહ લંકનું સર્વ શૂર,
આશ્ચર્ય! ભૂપર ચઢ્યું વડવાનું પૂર!
કિલ્લા સમીપ ધપતી ઘન સેન ચાલી,
સંહારવા અરિ શકે વિફરેલ વ્યાલી. ૧૫

આકાશ-મંડપ સુવર્ણ રજે ભરીને,
દિગ્મંડળો પણુ સુવર્ણ રવે ભરીને;
પાતાળ અર્ણવ સુવર્ણ રથે ભરીને,
ચાલે નિશાચર-ચમૂ તમને* ભરીને. ૧૬

છે મેરૂ તુલ્ય ધ્વજ-દંડક કૂપ-દંડ,
તારાસમેત નભ તુલ્ય ધ્વજા પ્રચંડ;
સો ભીષ્મ, દ્રોણ, નર ભીમ અને કુમાર,†
જેવા દરેક બલી નાવિક જ્યાં અપાર. ૧૭

જ્યાં શક્રશત્રુ સમ નૌપતિ મેઘનાદ,
જ્યાં વેર-વાયુ જળ-ઝેર તણા નિનાદ,
શૃંગાર લાજ સુખ શત્રુત્રિયાનું સદ્ય,
લેવા ધસે કટકનાવ રણાબ્ધિ મધ્ય. ૧૮

માયા સમાન મદ મત્સરને વિરોધ,
ઈર્ષા પ્રમોહ અભિમાન અપાર ક્રોધ,
યોદ્ધા કુબુદ્ધિ લઈ નિર્દય કામ લોભ,
દેવા ફરે સુજનને જયમ સૈન્ય ક્ષોભ.‡ ૧૯

---

* તમ=ક્રોધ અથવા અંધકાર. † કાર્તિકસ્વામી.

‡ માયા જેમ કામાદિ યોદ્ધાથી સુજનને પજવે છે તેમ આ સેના નામાદિ સાક્ષાત્ હોય એવા યોદ્ધાઓ સાથે જાય છે.

વર્ષાવવા અરિ–ઘરા પર બાણ વૃષ્ટિ,
વિસ્તારવા વિષયનાં ફળ-રૂપ સૃષ્ટિ,
ઘોરાંધકાર ચપલા ઘન શબ્દ જોડે,
પાતાળથી જયમ ચઢી નવ મેઘ દોડે.* ૨૦

બ્રહ્મા મહેશ્વર અધોક્ષજ મારવાને,
ચૈતન્ય ને જડ વિષે જય પામવાને,
સેના સજી, અવર દેવ, નવીન ભારી,
સંગ્રામમાં લઈ જતો જયમ શૂર–ધારી. ૨૧

ના ખાય ખમ્મસ, કરે શમતા ન પાન,
વાળે ન જંપ, ન ધરે નય, ભાન, સાન;
આકાર ઘોર ધરતી ધરતી ધમે છે,
સેના અઘોરપતિને મળવા ધપેછે. ૨૨

નિર્વાણ કે સુશય કે સુખ, શત્રુ પ્રાણ,
સંપ્રાપ્ય સદ્ય કરવા વિસરી સ્હવાણ,
સ્વાયત્ત–ચિત્ત ન ગણે ક્ષણ લ્હાણ હાણ,
ધીમે કરે કટક અસ્ખલિત પ્રયાણ. ૨૩

વેઠ્યો ન દુષ્કૃતિતણો અતિ ભાર જાય,
સીતા તણું હરણ–લાંછન ના ખમાય,
સાકાર શૌર્ય બહુરૂપ શકે ધરીને,
તેથી કરે ગમન રાવણને તજીને.† ૨૪

ભૂખ્યું વૃકોદર અને તૃષથી તપેલી,
ફાટેલ ચક્ષુ, બહુ બંધનથી બળેલી,
ઝંભારતાં વદન તુષ્ટિ થવા વિચારી,
ચાલે લઈ કટકરૂપ નિષાદનારી. ૨૫

---

* દળ અને સીતાને સંમોહ પમાડવા પાતાળમાંથી જાણે કોઈ નવો મેઘ, વીજળી, વાદળ અને સંમોહ સાથે આવી દોડતો હોય એમ લાગતુ હતું.

† શૂરાતન બહુરૂપ એટલે સૈનિકોનું રૂપ ધરીને જાય છે કારણ અધર્મનો ભાર વેઠાયો નહિ.

તોખાંર તીવ્ર પર સ્વાર સદૈવ થાય,
બ્રહ્માણ્ડ તેજ તપ તાંપ બળે ભરાય,
સર્વે ગૃહો પર ચરાચર રાજ્ય માણે,
આશ્ચર્ય! તેજ રવિને મહિ-ચંદ્ર તાણે.* ૨૬

પો'ળી, સપાટ, સવળી, રમણીય વાટ,
પ્રાસાદ-હાર, દ્વય પાસ અનેક હાટ;
રત્નાવલી રચિત જ્યાં સહુ સૃષ્ટિ ઘાટ,
શું સૂક્ષ્મ રૂપ લઈ અત્ર કર્યાં વિરાટ. ૨૭

શેરી ગલી તદપિ ભવ્ય વિશાળ ભારે,
શી શ્વેત-ગંગ સમ શીતલતા વધારે;
છે કાચ તુલ્ય ચકલાં હિમના સમુદ્ર,
કૈલાસ વાસ સમ મંદિર મધ્ય રૂદ્ર. ૨૮

મ્હોળાં બજાર પણ ભીડ વધે વધારે,
વાસી ન વસ્તુ પણ એક રહે સવારે;
માર્ગે સુગંધિત જળે ઝમતાં તળાવ,
ઓપે સુધાકર સુધા સમ મિષ્ટ વાવ. ૨૯

ધારા ધરા પર ધરે જળના ફુવારા,
વારા ફરે સમ સુરંગિત શું મિનારા;†
ના રાખતા વિપદના બગીચા ઉતારા,
તારા કરે ગૃહ તણા તમના ઉધારા. ૩૦

છે ગોખ નોખપર, ચોકશ ચોક ચોકયા,
વિશ્રામ કાજ હિમ-બાજઠ લક્ષ નાંખ્યા;
વેરાયલાં કુસુમથી મણિના પ્રદેશ,
આવાસ વાસમય વાસવના હમેશ. ૩૧

વક્ષસ્થળે પુરજ નિર્મળ બે ઉગેલા,
ચંદ્રાશ્મ શુદ્ધ વદનાબ્જ વિષે જડેલા;
શી મેખળા જળ તણી કટિએ અનેરી!
લંકા લતાલક‡ ધરી ભભકે અનેરી. ૩૨

---

* રવિ=ઇંદ્રજિત; મહિ-ચંદ્ર=રામચંદ્ર.
† બહુ મિનારા વખતે વખતે આવે તે જાણે ફરતા હોય.
‡ હાથી અથવા લતારૂપી ચોટલો.

તોડી મહા વિષમ સિંહલ મોહપાશ,
વાળી દૃઢાસન અનિત્ય ત્યજી સુખાશ,
શું આઠ આવરણ લંઘન આદરે છે,
ધ્યાનસ્થ દિવ્ય ઋષિ ગોપુર કે ઠરે છે. ૩૩

વૈકુંઠ દ્વાર સમ ઉઘડતાં મથાવે,
વાતો કરે સતત ભાસ્કર સાથ ભાવે,
વાળી કળે સ્ફટિક–વજ્રતણી કમાન,
ઉતારતાં અચળ મેરૂનું સ્વાભિમાન. ૩૪

હીરાકણી શત જડી દર કાંગરામાં,
ટાંગ્યાં મણિ દિનમણિ સમ તોરણોમાં;
લક્ષ્મી દશાનન તણી સરી જાય છેક,
રક્ષાર્થ દ્વારપર તીર જડ્યાં અનેક. ૩૫

રીસે ભરાય પણ વાત હલાવવાને,
ખીજાય અગ્નિ પણ દ્વાર પ્રજાળવાને,
સાતે ચઢે પણ સમુદ્ર પલાળવાને,
છે ના સમર્થ, જવ કાળ, થયો રવાને. ૩૬

છે શેષ ઝુંડ સમ સાંકળ સાંકળેલી,
સત્તા કડાં તણી સુદર્શણમાં ભરેલી;
ત્યાં પે'લવાન ધરતા કરમાં કટાર,
જાણે ઉભા યમ તણા ચર ભીષ્મ ચાર. ૩૭

યોગી ન સિદ્ધિ અણિમા લઘિમા ધરીને,
પેશી શકે છળ અને બળ કો કરીને;
એવાં, કર્યો હુકમ, દ્વાર ઉઘાડવાને,
કાળાશ્વને* મનુષ ચાર ચરાવવાને. ૩૮

સંગ્રામની સકલ નીતિ પ્રવીણ વીર,
જોતો કપીશ્વર તણાં તતખીર-હીર;
સન્માનથી સુભટનાં મનને હરે છે,
સદ્વાક્યથી જય તણી રચના રચે છે. ૩૯

---

* કાળરૂપી અશ્વ.

"અદ્યાપિ જે જય અને યશ મેળવેલ,
સેના તણો સકલ અદ્‌ભુત તેજ ખેલ;
અગ્રે ઉષા ઉદિત તો રવિનો પ્રકાશ;
શું ધ્વાન્ત રશ્મિ વિણ સૂર્ય કરે વિનાશ? ૪૦

યોદ્ધા અજેય પણ વાનર અત્ર આવી,
ચોરે સુકીર્તિ તમને જળ શું ભરાવી!
તેના હરો સુભટ! શોણિત નાદ પ્રાણ!"
એવું વદી તપવતો જયમ સૈન્ય ભાણ. ૪૧

( ભુજંગી છંદ. )

નરો વાનરોને અજા તુલ્ય જાણી,
ઉભા વ્યાઘ્ર જેવા મહાદુષ્ટ પ્રાણી;
નથી સૈનિકો મધ્ય એક્કેય ઢીલો,
અન્યો યત્ર શક્રારિ રક્ષાર્થ કિલ્લો. ૪૨

છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.

---

# સર્ગ સાતમો.

## રામસેના, વિધિ તથા મધ્યાહ્નકાળ વર્ણન.

( વસંતતિલકા વૃત્ત. )

કિલ્લે ચઢ્યા ચતુર ચંચળ ચાર ચાર,
હૈયે પ્રફુલ્લ અભિમાન ભર્યા અપાર;
શાને ન થાય રઘુનંદનની અવજ્ઞા,
ત્રીજી યદા નવ જણાય મનુષ્ય-સંજ્ઞા. ૧

એક્કે મળે ન રથ સારથિ હોય શાનો,
ક્યાંથી સવાર, જવ અશ્વ ન એક નાનો;
ખાવા મળે ન સમ, ખચ્ચર ઊંટ હાથી,
ક્યાં હોય શૌર્ય જવ વાનર રીંછ સાથી! ૨

ક્યાંથી કવાયત જરા પણ મર્કટોમાં,
તોળાય શેર નહિ દર્દુરના ધડામાં;

બે હાથથી નહિ ધનુષ્ય ક્ષણે ઝલાય,
ખંજોળતાં વપુ યદા ક્ષણ ના ધરાય. ૩

સંગ્રામની પણ અણી મનમાં ન ધારી,
ઠાલી કરે રખડતા કિલકાર ભારી;
દેખાડી દંત સઘળા ડચકાર ખાય,
ના શૂન્યકાળજ વિશે સુવિચાર થાય. ૪

ફેંકે ફળો અરધ ખાઈ, કરી સવાદ,
લાંગૂલ ઉચ્ચ કરતાં ન ધરે વિષાદ,
દર્શાવતા પુઠ ઉભા કપિ કૈ ટટાર,
મૂર્ખાઈનો ઇહ જણાય જરા ન પાર. ૫

સ્વચ્છંદ રીંછ દળમાં ફરતાં જણાય,
ઉત્સાહ શૌર્ય ભય આળસ ના કળાય;
દાવાગ્નિ તુલ્ય અરિસૈન્ય સમીપ આવે,
સત્કારતાં નિજ નિકંદન એ સુભાવે. ૬

લીલોતરી જયમ વૃષા–ઋતુમાં ભરાઈ,
આ સેન તેમ ચળ, રાક્ષસને જણાઈ;
શ્રી રામ સૈન્ય પરિવર્તિત સપ્ત રંગે
દેખાય છે ક્ષણિક ઇંદ્રધનુષ્ય રંગે. ૭

જાણી અથેતિ ક્ષણમાં ભટ ભવ્ય ચાર,
ધિક્કાર સાથ મનમાં કરતા વિચારઃ
ક્યાંથી તર્યું કટક દુસ્તર આ મનાર !
આ સૈન્યનો ક્યમ ગણાય પ્રચંડભાર ! ૮

ફાવ્યા કદાપિ રઘુનાયક એકવાર,
ચાલી શકે ન બહુ કાષ્ઠ તણી કટાર;
જો રામ આ વિષમ યુદ્ધથકી વિરામે
તો જીવતો જગ રહી કદી ભદ્ર પામે. ૯

ફાટી જશે જરૂર વાનર એક ફુંકે;
હોકારથી નહિ પલાયન એક ચૂકે;
અસ્ત્રશસ્ત્ર એક મુકતાં કપિ થાય ખાખ;
મુષ્ટિ પ્રહાર પડતાં મૃત થાય લાખ. ૧૦

રીસે પરસ્પર ભરાય અને મનાય,
થા-બંધ કામ કરતા કપિ ના જણાય;
ઉત્સાહ, વીર્ય, બળ, ઓજસનું ન નામ,
સ્વીકારી વૃત્તિ કપિની કપિએ તમામ. ૧૧

ગાંભીર્ય, શામ, છળ, ભેદ, પ્રપંચ, ક્યાં છે?
દૈવે શકે અણુજ વાનર છેતર્યાં છે!
કિંવા પડી અમરને કપિખોટ છેક?
ચંપાઈ સત્વર જશે પદથી અનેક. ૧૨

દેખાય અન્ન જળનો નહિ એક કોષ;
વાદિત્રનો ન વીર-વલ્લભ થાય ઘોષ;
ક્યાંથી જય-ધ્વજ, ન વસ્ત્ર યદા શરીરે,
ક્યાંથી વસંતઋતુએ વિટપો કરીરે.* ! ૧૩

ઉત્સાહ-શક્તિ, પ્રભુ-શક્તિ, ન કાર્ય શક્તિ,
દેખાય આ દળ વિષે નહિ રાજ-ભક્તિ;
ક્યાં ગંજ એક શર શસ્ત્ર તણો જણાય!
વિશ્રામ-સ્થાન નહિ, મૂર્છિત જ્યાં રખાય. ૧૪

શ્રીરામ લક્ષ્મણ વિભીષણ રામદૂત,
સુગ્રીવ નીલ નલ ઉદ્ધત વાલિ-સૂત,
યોદ્ધા અન્યા અતિ-રથી, જયમ માણ માણ,
બેઠા કરે રમત બાલક શું અજાણ. ૧૫

શું છેક ગંડક હશે અજ-પુત્ર ભાઈ,
કે ધર્મ બુદ્ધિ સહ સ્નેહ ગયો હરાઈ?!
કે ચૌદ વર્ષ તનને વનવાસ દીધો,
છે પાટવી પણ વિલાપ જરા ન કીધો. ૧૬

જે લક્ષણે ઘટિત અગ્રસરી વનીના,
તેની છટા અવધમાં પણ રે' છુપી ના;
તેથી કર્યો જરૂર દેશનિકાલ આને,
જાણી ભલે ભટકતો વહુ સાથ રાને. ૧૭

---

* વાંસનું ઝાડ.

હા સીત ! સીત ! વદતાં ફરતો ફરેછે,
સૌમિત્ર સાથ પણ લાજ ત્યજી રડે છે.
વેચી વને સકલ અક્કલ અત્ર આવ્યો,
કીડી તણું કટક હસ્તિ-સમીપ લાવ્યો. ૧૮

દેહે સુકોમળ અને ફુટડા જણાય,
છે બાળ–ભાવ, ભયને કરતા વદાય;
સંગ્રામ–હાંસ, જય–આશ ભર્યાં દિસે છે,
જાણે સ્વયંવર જવા મનમાં હીંસેછે. ૧૯

નાદાન બાળ રમતાં ન કરે વિચાર,
જાણી ગૃહે ભુજગને કદી પુષ્પહાર,
તો સર્પ પ્રાણ હરશે દઈ તીવ્ર દંશ,
આ બાળકોનું કરશે ત્યમ આ નૃશંસ. ૨૦

દુઃખે ત્યજી ગૃહ, કર્યો વનવાસ જ્યારે,
દાવાગ્નિ પ્રજ્વલિત દેહ દહે કરારે;
પાતાળમાં ઉતરતાં અહિ ક્રૂર ધાયા,
આકાશમાં સુરજ વિદ્યુતથી દઝાયા. ૨૧

જ્યાં ત્યાં નશીબ ડગ આગળ ચાલવાનું,
છાયા સમાન જનને નહિ છોડવાનું;
જો યોગથી કદી બને વિપરીત દૈવ,
કોટિ ઉપાય કરતાં દમશે સદૈવ. ૨૨

શ્રીરામ સંવનન કાજ વને પધાર્યા,
વિશ્વાસઘાત કરવા વિધિએ ભુલાવ્યા;
આપી સદૈવ રમવા જ્યમ દિવ્ય ગોરી,
ખેંચી ગયો શઠ–ગૃહે મહિની કિશોરી. ૨૩

જે સીત કાજ થઈ વિહ્વલ લંકનાથ,
લાગ્યા કરાગ્ર વ્યથ ને અપકીર્તિ સાથ;
તે જેમ યોગ્ય સમયે વહુ ઘેર આવી;
શું છે અશક્ય વરસે જવ મ્હેર ભાવી ? ૨૪

શંભુ સ્વયંભૂ હરિ સુરજ શેષ શક્ર,
દિક્પાલ શક્તિ બલિને પણ દૈવચક્ર -

છીરૂ સમાન કુંદડી જેવ ફેરવે છે,
તેં કોણ માત્ર રઘુનંદનને ગણે છે ! ૨૫

આપી અપૂર્વ ગુણ રૂપ પવિત્ર બુદ્ધિ,
ક્ષત્રીય વર્ણ રવિવંશ મહા સમૃદ્ધિ,
સત્કીર્તિ નિર્મલ અને ઉજળો પ્રતાપ,
સીતા રમા રતિ સમાન દઈ અપાપ. ૨૬

આરોગ્યતા સુજનતા નય નીતિ નૂર,
આપી કર્યાં ત્રિવિધિ તાપ સમસ્ત દૂર,
છૂટી ન સર્વ હરતાં તલભાર લાજી,
છે દુર્વિદગ્ધ શઠ કે પરદુઃખ રાજી. ૨૭

એવું બને ચલિત મેરૂ મહાન થાય,
ઉષ્મા પ્રતાપ રવિનાં પણ શાંત થાય;
શોષાય અબ્ધિ, વરસે નભ તીવ્ર-ઝેર,
ના ભાગ્યના લિખિતમાં પણ થાય ફેર. ૨૮

ચાતુર્ય રૂપ ગુણ યૌવન જ્ઞાન દાન,
પ્રજ્ઞા પરાક્રમ કુટુંબ પ્રભુત્વ માન,
વૈરાગ્ય રાગ જર જોરુ અને જમીન,
એ સર્વ સદ્ય થઈ રે' વિધિને અધીન. ૨૯

સૌંદર્ય સાર ઉમયા નિજ પ્રાણ પ્યારી,
અષ્ટાઙ્ગ સાધ્ય દૃઢ શીયલમાં ખુમારી,
તે શંભુનું હૃદય ભીલણમાં ભમાયું,
વૈરાગ્યનું પણ ધર્યું પણ ના પળાયું. ૩૦

કે'વાય વિષ્ણુ જગ જીવન પાળનાર,
પાળી શકયા ન પણ તે નિજ શબ્દ સાર;
શૃંગી વસિષ્ઠ મુનિના ગણમાં ન એક,
જેણે ધર્યાં હૃદય-સંયમ, શબ્દ-ટેક. ૩૧

જે સ્થૂળ સૂક્ષ્મ વળી કારણ દેહ ધારી,
ડાહ્યા કુલીન ધની સુંદરને વિહારી,
તે કોઈને વશ થઈ વટ એ ન હારે;
છે ધન્ય ધન્ય ! દૃઢતા વિધિનીજ ભારે. ૩૨

દેવી મહા અખિલ વિશ્વ તણી કુલાલી,
ધારે સ્વહસ્ત ઉદયાસ્તનું ચક્ર કાળી;
નાના રચે રૂચિર ભાજન ભાગ્ય ભાગે,
ઉદ્યુક્ત આત્મકૃતિમાં દિનરાત જાગે. ૩૩

સંપત્તિના સુખદલ્હાવ, વિપત્તિ-ભાવ,
અત્રે અસંખ્ય જનની પણ આવજાવ,
ખોટા ખરા મમત હિમ્મત ભીરુતાને,
વાર્દ્ધક્ય યૌવન અને શિશુની દશાને, ૩૪

આશા-સમીરણ, નિરાશ તણા તરંગ,
દેખાડતાં વિબુધને ધરતી ઉમંગ,
સંસારની ગહન દુર્ઘટ નાટ્યશાળા,
તેમાં રમે નચવતી ત્રણ લોક બાળા. ૩૫

સત્તા દયા શરમને નહિ માનનારી;
પ્રારબ્ધ સંચિત અને ક્રિયમાણ ધારી,
નિઃસ્નેહ પક્ષરહિતા સમન્યાય આપે,
કર્માનુસાર સુખદુઃખ લલાટ છાપે; ૩૬

પૃથ્વીશ્વરો પણ બન્યા ભટ મંડળીક,
જેનાં અપાર બળવાન મહા અનીક,
લક્ષ્મી અનેલ, જયમ વિષ્ણુસમીપ, દાસી,
એવા મહા નૃપતિને કરતી ઉદાસી; ૩૭

ઉન્મત્ત શત્રુ ગરવા હઠવી તમામ,
જેનું કદાચ સ્મરતાં ગૃહ-પક્ષી નામ,
ધારે ધરા ધરમની દૃઢ ધારણે જે,
તેવા સમર્થ કરતી નૃપ ભ્રષ્ટ સ્હેજે; ૩૮

ખાવા પીવા હુકમને મસ મ્હાલવાનું,
સ્વેચ્છાનુસાર પતિ સન્મુખ લાડવાનું,
પામી સ્વરૂપ ગુણમાં પરિપૂર્ણ બાળા,
વેઠી શકે જરી ન જોબનના ઉછાળા, ૩૯

તે પક્ષિણી-હૃદયમાં વિરહાગ્નિ ભારી,
સંહારતી હૃદયનાથ દયા ન ધારી,
અદૃષ્ટ રે' ભગવતી સબળા વિધાત્રી;
માયા સમી અણુધને થઈ મધ્યરાત્રી. ૪૦

કીધા સુરાસુર નૃપો મુનિ આશ-ભગ્ન,
લજ્જા તજી વડીલની પણ કીધ લગ્ન;
રામે ભલા પરશુરામ પરાસ્ત કીધા,
વાલી તણા વગર કારણ પ્રાણ લીધા; ૪૧

લાગ્યું હશે જરૂર એ દુરિતોનું પાપ,
કે ભોગવે ઋષિ તણા અતિ દુષ્ટ શાપ;
કાળે કર્યો અગર મેઘ સમાન ચારો,
થાશે હતો નવ હતો પળમાં અંધારો! ૪૨

સીતા નિશાન પર નિશ્ચલ દૃષ્ટિ રાખે,
કામાન્ધ વ્યર્થ વ્યથ તીક્ષ્ણ સદૈવ સાંખે;
કીધો લગાર નહિ અંતરથી વિચાર,
આ યુદ્ધમાં ક્યમ થશે નિજ શુક્રવાર. ૪૩

બ્રહ્માણ્ડ ને સ્થિર કરી બળના પ્રભાવે,
દિગ્પાળ કેલિ કરિણી-ગણમાં મચાવે,
ત્યાં થાય અલ્પ મિષથી કદી અંતરાય,
દર્દૂરની તવ દશા વિપરીત થાય. ૪૪

હીરાકણી સરસ કુંદનમાં જડાઈ,
તેને ખમી નવ શકે હત-ભાગ્ય ભાઈ;
શું જાનકી-વિરહથી ગઈ સર્વ શુદ્ધિ,
લુંટાઈ સીત સહ કે વનમધ્ય બુદ્ધિ! ૪૫

એવો વિચાર કરતા નવમેઘ જેવા,
જાણે અલૌકિક વધાઈ સહર્ષ કે'વા,
આવ્યા ઉમંગભર રાવણપુત્ર પાસ,
લાગ્યો તટસ્થ જનને પણ દુષ્ટપાસ. ૪૬

વૃત્તાન્ત ઇંગિત થકી કળતું તમામ,
એકાગ્ર ચિત્ત બનતું પણ સૈન્ય વામ;
નિશ્ચેષ્ટ શાંત થઈ સૈનિકઊર્મિ–હાર,
તોફાન અંત સમયે જયમ સિંધુવાર. ૪૭

ઉચ્ચાર કોઈ ન કરે, નવ શ્વાસ ખાય,
ચિત્રેલ સૃષ્ટિ સમ સર્વ ચમૂ જણાય;
જે પથ્થરો પર તર્યાં રઘુનંદ ક્ષેમ,
તેની અનેક પ્રતિમાવલી સ્તબ્ધ જેમ. ૪૮

સેના સમક્ષ પતિને દ્વય હસ્ત જોડી,
બોલી ઉભા "વિજય છે, પણ વાર થોડી;"
આજ્ઞા પછી લઈ કહી સઘળી અથેતિ,
કે હર્ષની સરિત પૂર્ણ જણાય વ્હેતી. ૪૯

શક્રારિ કાન્ત હૃદયાંબુજ મધ્ય ધારી,
સેના વહે પ્રણય–નિર્ઝર શાતિકારી ?
કે લંકના શશિતણા કર ધારનારી,
ચંદ્રાશ્મ તુલ્ય દ્રવતી નૃપ–સેન વારિ ? ૫૦

શક્રારિએ સમરનીતિ ગળે ઉતારી,
સદ્ધર્મ, કટક ગણી, મનથી નિવારી,
જાણે જીત્યો સમ પ્રફુલ્લ મુખાબ્જધારી,
ચાલ્યો મદાન્ધ મદયુક્ત ગિરા ઉચારી. ૫૧

પીધી સુધા સમ, પ્રિયા સમ ચિત્તહારી,
ઝીલી તનૂજ સમ, અંબરતુલ્ય ધારી,
ગોખી સુમંત્ર સમ, સાચવી જેમ પ્રાણ,
સૈન્યે ગણી ધવળ કીર્ત્તિ સમાન વાણ. ૫૨

વિશ્વાસ શિષ્ય પ્રમદા સુત ભક્ત ધારે,
આચાર્ય નાથ જનિતા હરિશું વધારે,
તેથી ધરી અધિક સૈન્ય લઢાઈ ઝંખે;
ઉન્માદ–લ્હેર ચઢી ગર્વ–ભુજંગ ડંખે. ૫૩

પોલાદ તોય જ્યમ ચુંબકથી તણાય,
ઉષ્ણાંશુમાં નવ ગ્રહોની પ્રભા સમાય,
યોદ્ધા પ્રચંડ ત્યમ સ્નિગ્ધ બન્યા અમાપ,
શક્રારિનો અકલ અદ્‌ભુત શો પ્રતાપ! ૫૪

આ કાળ કાળ સમ કાળજ કોરવાને,
કાળામુખા કુટિલ રાક્ષસ પુણ્યસ્થાને
જોતાં જ્વલંત નિજ સાયક મારવાને,
આકાશ મધ્ય રવિરાજ ચઢ્યો વિમાને. ૫૫

સંધ્યા પ્રભાત સમ અંતરમાં ધરીને,
સ્થાનાન્તરો નિજ પ્રતાપથકી ભરીને,
દેખાડવા જગતના ઉદયાસ્ત ભારે,
મધ્યાહ્નકાળ અવની પર ફાળ મારે. ૫૬

શોષે લતા કુસુમ વૃક્ષ પ્રસૂન ખાંતે,
સ્વેદામ્બુ રૂપ કર લે જનથી નીરાંતે,
પોતે બળે, અવરનાં પણ ગાત્ર તાપે,
મધ્યાહ્નકાળ ઇરિશા ધરતો અમાપે. ૫૭

અવ્યક્ત છેક પણ વ્યક્ત બધે પ્રતાપ,
નિર્લેપ સત્ત્વ રજને તમથી અમાપ,
સાક્ષી સમાન વિહરે નહિ રક્ત થાય,
મધ્યાહ્ન રૂપ લઘુ બ્રહ્મ તણું જણાય. ૫૮

યોદ્ધા તણાં કઠણ અસ્થિ ત્વચા તપાવી,
મસ્તિષ્ક, જીવ, પદ, પાન્થ તણા બળાવી,
જ્યારે શકે વિરહિણી દૃગ ના સુકાવી,
મધ્યાહ્ન-શક્તિ પ્રણયાબ્ધિ વિષે ન ફાવી. ૫૯

નિદ્રા ધરે નયનમાં, તન મધ્ય સ્વેદ,
સર્વત્ર ચોર તમને દઈ ખેદ છેદ,
આરામ બાળ, પશુને, પણ તસ, આપે,
મધ્યાહ્નકાળ ઉદયે પરદુઃખ કાપે. ૬૦

આ કાળ સિંહલ-પુરી, મુખ દ્વાર ફાડી,
સેના, અજીર્ણ વમતી, ત્યમ બ્હાર કાઢી;
જાણે છુટી સકલ હિંસક મેઘમાળા,
કે લંક કેરી ચતુરંગ ચમૂ કરાલા. ૬૧

( હરિણી વૃત્ત. )

વચન મદિરા પીતાં વાધે તૃષા અરિ-રક્તની,
વૃકગણ સમી હાંકે સેના નિશાચર ભૂપની;
નૃપસુત તણી આજ્ઞારૂપી ભયંકર શૃંખલા,
અસુર ન શકે તોડી તેથી થયા અતિ આકળા. ૬૨

( દુહો. )

દૃષ્ટિપાતને, વીરજન સામા સામી વાદ
કરતાં, ફેંકે યુદ્ધમાં જ્યમ શરના વરષાદ. ૬૩

**સાતમો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ આઠમો.

## યુદ્ધવર્ણન.

( ઝૂલણા છંદ. )

ચટકથી ચાલતાં અટક નવ ધારતાં કટક રણમધ્ય કરતું ઉધામા,
તે સમે વાણ રઘુવીરનો વીર રણધીર બોલ્યો જઈ સામસામા;
" યાર શક્રારિ ક્ષણ વાર મનધાર પળ વાર ન રખાય ઘર રામરામા,
આપના શાપની છાપ ધોવા જતાં આપ પણ પાપના પુંજ પામ્યા. ૧

સીતનું હરણ કરતાં નિશાચાર સદ્ધર્મનું સ્મરણ નહિ ચિત્ત કીધું,
રામનાં કામ જાણ્યા વિના કામથી કામિની-કામના-ઝેર પીધું;
યાદ પૌલસ્ત્ય અંગાર તું રાખ પણ ખાખ આ લાખની લંક થાશે,
પાપના પુંજમાં સૂઝ નહિ બૂજ તુજ પૂજ્યને રૂઝ પછી કેમ થાશે ! ૨

માત તુજ ગોખમાં શોકમાં ખેલતી શોક લઈ રાંકને શોક આપે,
લોકમાં કોકને શોકના સાલની વાત વિસ્તારથી પૂછ આપે;
સદ્ય યમદ્વાર વ્યભિચારથી વિચરતાં પાણી કે પિંડ નહિ કોઈ દેશે;
મૂઢ ! અવિચારી મનધાર હિત અહિતને સીતને આપતાં વિત્ત રે'શે". ૩

વિફર્યો રાવણાત્મજ ત્યજી શાણપણ, વાણના બાણથી હાણ માની,
ઝાળ શત વ્યાળના ઝેર સમ વ્યાપતાં હસ્ત સમશેર સાહી મજાની;
જાયછે મારવા પાડતાં ચીસ રિપુ-શીષને રીસ ઉતારવાને,
તે સમે સૈન્ય જયમ પુષ્કરાવર્ત અથડાય મહિભાર ઉતારવાને. ૪

કોઈ ભાલા લઈ કોઈ ઢાલા રહી મુષ્ટિથી કષ્ટિ અરિ-અંગ આપે,
કૈંક બરછી ગદા ચક્ર ફરશી લઈ દિવ્યને ભવ્ય વપુ સદ્ય કાપે;
છેક નિર્દય કરી હૃદય કો ઉભય બે પાયથી દેહના ભાગ પાડે,
શીષ ધડથી જુદાં કેડથી ધડ જુદાં, આંખ ફોડે અને વકત્ર ફાડે. ૫

વાળ ખેંચાય કે નાક કરડાય ને હૃદય ભેદાય ને થાય ઠુંઠા,
જાય ચીરાઈ ખરડો પડે ભોંયપર ઉઠતા તોય પડતા ન ભૂઠા;
માર તલવારની ધારથી મારતાં પાર વિણ ઠાર આવાર થાએ,
ઢાલ શવની ધરી, દૂર વ્યથને કરી વાનરો રાક્ષસો ખુબ ધાએ. ૬

મારી મારી કરી કીકિયારી ભલા દેહધારી કરે કામ કારી,
હાથથી ચોળતા પાદથી ચાંપતા લક્ષને શૂળની મધ્ય શારી;
લેઈ ઉંચે પછાડે ઘણા મ્હારથી અતિરથી મરણને શરણ પ્રેરે,
કોઈને દાઢમાં ઘાલતાં શેરડી તુલ્ય કૂચા કરે એક ફેરે. ૭

કોઈને લાત લપડાક ગડદા અને કોઈનાં કંઠ કે કેડ કાપે,
સામ સામે લઈ વીશ બે હાથમાં ચાંપથી ચગદવા સાથ ચાંપે;
ઝાડ પાષાણથી ઘાણ વધતો વળ્યો પ્રાણીના પ્રાણ નિર્વાણ પામ્યા,
કોઈ ક્ષારાબ્ધિ મધ્યે સુતા, કોઈ ગિરિગહ્વરે કે અરણ્યે વિરામ્યા. ૮

તીવ્ર તોખાર ચાલે ઘણી ઝડપથી રક્તથી ચીકણી ભોંય તોએ,
માર પડતાં ન પાછા પડે પણ અડે યુદ્ધ-અણા જેમ વરનેલ હોએ;
ખાય સૈનિક ઘણા ચાવતા જયમ ચણા મચવતા શું રમસ્તાન હાથી,
મોતના ગોખમાં ચાલતા વાનરો કે નરો રાક્ષસો વીર ભાથી. ૯

બાણના પાતથી મ્હાત પુષ્કળ થતા, વાતમાં જાતની ઘાત થાતી,
ઇંદ્રજિત શૂર સંગ્રામના પૂરમાં જવ પડ્યો ક્રોધકરી આંખ રાતી;
બાણ-સુસવાટ જયમ પ્રલયનો વાત સાક્ષાત શિવ સૃષ્ટિ સંકેલવાને,
લેઈ આવ્યા શકે અગ્નિ ને સૂર્યને મેઘ મરુતાદિ બહુ દેવતાને. ૧૦

વીર ઉંચે ચઢી જોય તો સૂર્ય શા વીર યોદ્ધા સજી મર્ણ પોઢ્યા,
કાય નિજ ભાઈની જાય ખોવાઈ રોળાઈ અગ્રેસરી જાય દોડ્યા;
હસ્ત નહિ તોય રણમસ્ત નિજ બંધુએ શત્રુની સેનનો રોળ વાળ્યો,
જોઈ તે હર્ષ ને શોકથી રોઈ શક્રારિ થઈ ક્રૂર રણમધ્ય ચાલ્યો; ૧૧

મુશળ હળ કે લઈ ડાંગ કે સાંગથી કાંગસમ કૂટતાં હર્ષ માણે,
થાય જે વાર સંહાર કરતાં મહા વીરનો વીર તે હાર જાણે;
સૂર જયમ વાદળો, તેમ અરિનાં દળો, શૂર શર–સ્રાવ કરતાં શમાવે,
નીળ સુગ્રીવ અંગદ વિભીષણ પડ્યા, વીર મ્હાવીરને પણ ઉડાવે. ૧૨

એ સમે લક્ષ દશલક્ષ શર-પતનથી મિત્ર સૌમિત્રનું પતન થાતાં,
વિસ્મરી યુદ્ધની નીતિ બેશુદ્ધને મારવા બુદ્ધિ મન સિદ્ધ થાતાં,
ધાવતો ક્રોધમાં ઘેલછાનો ભર્યો જોઈ આકાશમાં ઝાંખ લાગી,
સ્વર્ગ–દેવાઙ્ગના રુદન કરતી ખરે વીર તારા મહા સ્થાન ત્યાગી ! ૧૩

ત્રાસને ક્ષોભ પાતાળ ને સ્વર્ગ પર્યંત સચરાચરે વ્યાપ્ત પામ્યો,
રુધિર-વર્ષાદને ઝેરમય વાત, અંભોધિએ વહ્નિ વિપરીત વામ્યો;
ધૂમકેતુ ઉગ્યો, કંપતી મહિ રસાતાળ ફાટયું દિશા કિલષ્ટ પૂરી,
કાગને ગીધ સમડી કુટિલ પક્ષી પણ પ્રાણ હત્યા કરે આજ ઝૂરી! ૧૪

ચંદ્ર રઘુનંદ પણ શાંતિને છાંડતાં ભાનુ જ્યમ રક્ત ઉદયાગ્રસાનુ,
ચિત્તથી ક્ષુભિતને ક્રુધિત મતિથી કૃતી, વૈર લેવા પ્રિયા ને સખાનું;
ધાવતો સજ્જ હથિયાર અંબારને ખારને ધારતો શત્રુ સામે,
ગરૂડ જ્યમ વ્યાળ પર ફાળ ત્યમ મારતો ભીતિ સંદેહ ધારી ન નામે. ૧૫

શુદ્ધ નિઃશંસ અવતંસ રઘુવંશનો આ સમે દંશથી દંશવાને,
પૂરપાટે ચઢ્યો તુમુલ યુદ્ધે લઢ્યો દુષ્ટ પાપિષ્ટ સંહારવાને;
ઘોર ટંકારથી હાર ગિરિરાજની છેક જર્જર બની કંપવાથી,
બાણ પર બાણથી પ્રાણ પર પ્રાણ લે ખાણ પર ખાણ પૂરી સુવાથી. ૧૬

ક્રોધમય કેસરી વિવરથી પર થઈ મેઘનાદે ચઢે જેમ નાદે,
તેમ રઘુકેસરી અવધથી પર થઈ ક્રુધિત પૂરો કર્યો મેઘનાદે;
કોપની તોપ ફૂટે ધડેડાટ કે વાટ કે ઘાટ લવ નવ જણાએ,
“માર મારો” “વિદારો” વદી વાયુવત સીતપતિ વ્યાપ્ત સર્વત્ર થાએ. ૧૭

થાય ઘઘડાટ જ્યમ વાદળાં તુટતાં ફૂટતાં ભાગ્ય દશકંધ કેરાં,
છૂટતાં સરર શર અરર વદતાં ધબોધબ્બ પ્રાણી પડે છે ઘણેરાં;
વીર લંકા–નિવાસી અટંકા ગયા છેક ત્રાસી, થઈ મૂઢ નારી;
કેળના ગર્ભવત્ ગર્ભનાં બાળકાં રાક્ષસી ના શકી તોય ધારી! ૧૮

સિંહ હાથી અને ઊંટ કે વ્યાઘ્ર ચિત્તા પડ્યા નાદથી સર્વ ફાટી,
જંપવારો મુકી કંપવામાં પડી અંધ દશકંધની ભવ્ય છાતી;
ઉડતાં લક્ષ પક્ષી પડ્યાં ના જરા જક્ષની અક્ષની પક્ષ્મ પળકે,
શૌર્યત્રાતા ચઢ્યા, વાહ જળના ખડ્યા, ગ્રાહ ભયમાં પડ્યા, શેષ સળકે! ૧૯

ક્રોધની સીમનો નીમ ક્યાંથી રહે ભીમ દેખાય એ ભીષ્મ ભીરુ,
જોરના તોરથી ઘોર કરવા કૃતિ ચિત્ત લવલેશ પડતું ન ધીરુ;
કાશવત સેનની કાશ કાઢી કર્યો નાશ રણ લાશનું પર્વ કીધું,
વીર અપ્રમત્ત મદમત્ત શિર જાય પણ મારવા શત્રુને પાણી લીધું! ૨૦

તીર રઘુવીર રણધીર મારે રૂધિર નીર સમ શત્રુ શિરથી વહે છે,
પદ્મિણી-પાયથી રક્ત જળ ગંગનું ધૂર્જટીની જટાથી ઝરે છે;
મૂર્છના સેવતા સંઘ સારથિ તણા સુસ્થ પણ જૈત્ર રથ ભગ્ન થાએ,
ભારી શૂરધારી શક્રારિ રણનક લઈ ચક્ર જ્યમ શક્ર આકાશ જાએ. ૨૧

ઇંદ્ર કે ચંદ્ર કે સૂર કે શૂર શક્રારિ શરવૃષ્ટિનો ભાર ભારે,
અર્ધથી ભાગવા એક નહિ લાગવા લાગ પણ વાળવા રામ મારે;
બાણને વર્ષણે મધ્યમાં ઘર્ષણે અગ્નિ દળ થાય મહિવ્યોમમધ્ય,
દુષ્ટને ભક્ષવા સીતને રક્ષવા અગ્નિદેવી ચઢી વા'ર સદ્ય.* ૨૨

ઇંદ્રજિત ખેંચવા ભોંય પર પાડવા રામનાં ઉડતાં બાણ તાતાં,
અબ્ધિમાં તર્ફડીને પડ્યો પક્ષીવત્ સૂર્ય કરઉષ્ણ સર્વે કપાતાં; †
તોય ડગતો નથી તાક ચુકતો નથી થાક ખાતો નથી નાકવાળો,
દ્વેષ આવેશ અવધેશને ત્યમ થતાં મારતો કાળ સમ વ્યાળ ફાળો. ૨૩

રાત પડતાં ન પાછા જરી ઓસરે ચોસરે જેમ જુગાર ખેલે,
કેશુનાં વૃક્ષ કે ફુલ કુસુંબીતણાં તુલ્ય દેખાય દ્વય રક્તરેલે;
ચાપ તુટતાં અને બાણ ખુટતાં બધાં ગાત્ર છુટતાં ન પણ શસ્ત્ર છોડે,
એકનો મુકુટ ને એકની મૂછ પડતાં પડ્યા સિંહ બે મરણ હોડે; ૨૪

એક તલવારથી કાપતો અંગ તવ ભંગ બીજો કરે છે ગદાથી,
એક ધારી જમૈયો છરો અન્ય લૈ ઉછળે સામસામી અદાથી;
દુષ્ટ જારી અને સ્ત્રૈણ કે મૂર્ખ વદતાં મહા માર મારે અતોલે,
અસ્થિની ગ્રંથી નસ કાપતાં નિઃસરે શબ્દ તે છેક નક્કૂર બોલે. ૨૫

કાળ વીતી ગયો શસ્ત્ર ભાગી ગયાં વ્રણિત જર્જરિત થઈ દિવ્ય કાયા,
તોય છાતી ઘણી ઠોકતા રોકતા શ્રમ ધપે જીતવા રાણીજાયા;
બાથમાં મારતાં સાથળે વીંટતાં દેહની સ્થિતિ કરે છેક માઠી,
કેમ કરતાં વછૂટે નહિ હોય શું મગર મંકોડ હરિયેળકાઠી. ૨૬

---

* ઉંચેથી ઇંદ્રજિત અને નીચેથી રામચંદ્રનાં બાણો મધ્યે મળે તેના ઘર્ષણથી મધ્યે અગ્નિનું એક પડ થયું તે જાણે પોતાની દીકરીનું રક્ષણ કરવા અગ્નિદેવી આવી હોય.

† સાંજ પડી તે જાણે રામચંદ્રના બાણથી સૂર્યના કર કપાતાં તે સમુદ્રમાં પડી ગયો હોય.

એક બીજા પરે લાગ આવ્યે પડે રોળતાં થાય બે ધૂળધાણી,
શસ્ત્ર ભોંકાય મરનારનાં પૃષ્ઠમાં પાય મુખ પેટ કચરાય પાણિ;
ચીસ મસ રીસથી પાડતાં થાય ખભળાટ બ્રહ્માણ્ડમાં ચંડ ઘેરો,
શક્તિથી નાશ થાતાં શકે રા'ડ વૈરાટ જયમ પાડતું એક ફેરો. ૨૭

ભક્ષ પ્રત્યક્ષ ભલું લક્ષ પક્ષી જુએ ચક્ષુથી વક્ષસે હર્ષ ધારે,
ભાર ધરતી તણો છેક ઉતરે છતાં ના અલંબુદ્ધિ ધારે લગારે,
રુંડની માલને ઘાલવા કંઠમાં જોગણી અત્ર ચોસેટ આવી,
નૃત્ય કરતી અને અટ્ટ હસતી લઈ ખપ્પરાં વેશ બીભત્સ લાવી. ૨૮

ભૂતને પ્રેતને ડાકિણી શાકિણી ડાખલાં લેઈ સર્વત્ર રુમે,
ગાન કર્કષ કરી, ક્ષુત્પિપાસા હરી, પામવા અધિક શવપર ઝઝુમે;
વક્ત્રને જંભણે દાંત દેખાય નખ હાથઆસ્ફાલને સ્પષ્ટ ધારે,
ભુંડથી ભીષ્મ ભુંડાં ભયંકર ભલાંમાં ભરે ભીતિના ભાવ ભારે. ૨૯

કોઈ શબ લેઈને આંખ કાઢે અને કોઈ લે આંગળી કાન કાપી,
કોઈ લે કેશ પીંછી થવા અવનવી કોઈ લે ખોપરી જીવ પાપી;
કોઈ કાઢે બધાં પેટનાં ગુંછળાં સર્વ નસ ખેંચતાં તાંત કાઢે,
નારને અર્પવા મનુજ પંજર બધા હાડનો માળ લઈ જાય દાઢે; ૩૦

માંસ પ્રાશન કરે ગ્રાસ હેઠા પડે લેઈ તે બાજ આકાશ દોડે,
રક્તનાં પાન કરતાં અતિ સ્વાદથી સ્નાયુ મજ્જા અને નસ વછોડે;
અંકમાં ખષ્ટ વીરાતણાં લેઈ શબ ન્હોરથી ભેદતાં જેમ કોણુ,
ચાવતા જાય કર પાયને શોધતા પુષ્ટના દેહને, થાય ઝોળુ. ૩૧

ભૂખને તર્ષ હમ્મેશની ટાળવા રૂદ્ર ભૂતેશ થઈ પૂર્ણ રાજી,
આજ ભોજન મનોહારી આપે ગણી વાજી સમ દોડતાં ભૂત પાજી;
પૂર્ણ ઉપકાર મન ધારતાં હાર કરતાં ઘણાં શીવના ક્ષુદ્ર પ્રાણી,
આજ પર્યંત કોરાં હતાં લંકમાં ભોગવે ભાવથી આ ઉજાણી. ૩૨

કોઈ ભડકા કરે કોઈ લય થાય, કો શ્વાન શીયાળ પેઠે બરાડે,
કોઈ રીસાય અમુઝાય ને દૂર જઈ ક્રોધથી વદન ને નયન ફાડે;
દંદુ પડતાં અને ગંદુ પઢતાં કરે રૂદન કો મહિષ પેઠે બરાડે;
વીર લંકેશ અવધેશનાં સૈન્યશું આજ માહેશ સેના જમાડે ! ૩૩

આ સમે ત્રાસ આક્રંદ વર્ષાદ વર્ષા થકી સર્વ આશા-છવાઈ;
રાતની સાથ વ્યભિચારનો દૂત બહુ ધૂર્ત પણ ભોમ પડીઓ ઘવાઈ;
મૂર્છના સેવતા પતિત અસહાય અરિ મારવામાં મહા પાપ જાણી,
રામ ધર્મજ્ઞ વિરમ્યા રણે કે કૂડી રાક્ષસી બુદ્ધિ અસુરે પ્રમાણી. ૩૪

લેઈ શું જાઉં સુખ દુઃખ એ મૂર્ખને; માતની કુખતણી રૂખ ન જાણી
ભોમથી દુષ્ટ સાક્ષાત કલિ નિઃસરે ત્યમ ઉભો શૂર પણ ક્રૂર પ્રાણી,
મૃત્યુ આથી ભલું એમ પણ થાય પણ માનભંગે થયો છેક ઘેલો;
છેહ દઈ શુદ્ધ ક્ષત્રિય તણું રક્ત પીવા મથે જેમ વ્યંડળ છકેલો. ૩૫

બાણ ત્રણ જોષમાં મારતાં રોષમાં આણ દે છે ઘણી અંતરાત્મા,
રામ રાજેંદ્રને મૂર્છના આપતાં થાય ભયગ્રસ્ત પણ મૂઢ પાપ્મા;
હાથ હેઠા પડ્યા પ્રાણ ઉંચા ચડ્યા રામ રણમાં ઢળ્યા વેદનાથી,
અસ્ત્ર છોડી ઉદાસી ગ્રહી દુષ્ટ પણ જાય ઘર "ધિક્કુ"!ઉચ્ચારણાથી. ૩૬

રામને પાડતો બાહુને ચોળતો નામ નિજ બોળતો શાન્તિ ખોળે,
જ્ઞાન દુશ્ચરિતનું માન જય ક્ષણિકનું જાણતાં હાણને લા'ણ તોળે;
ક્રોધનો ઠામ શોકે ગ્રહ્યો વેર બદલે વધ્યો કેર બહુ પેર અંગે,
કૃત્ય અવળું કરી દુષ્ટનું ચિત્ત પણ બેસતું શોકસાગર ઉછંગે. ૩૭

જાગશે રામ તો ઝેર મસ વ્યાપતાં વ્યાજ સાથે ટકા સર્વ દેશે,
જાણશે લોકતો મેંશ મુખ ચોપડી પંઢ શિશુ નાર ફિટકાર કે'શે;
દેવ દાનવ અને દૈત્યમાં આજ પર્યંતનો ભાર આથીજ જાશે,
કામરૂ લોક ગંધર્વ વિદ્યાધરો હાય! અપકીર્ત્તિ ચિરકાળ ગાશે. ૩૮

આવશે વાત જો માતના લક્ષમાં સ્નિગ્ધ વક્ષસ્થળે એ ન લેશે,
સમજશે પ્રાણપ્યારી કુટિલતા દગો સ્નેહ બદલે ગૃહે કલેશ થાશે;
ઘોર કૃતિનું સ્મરણ દગ્ધ અંતર કરી દેહ આયુષ્યને બુદ્ધિ કાપે,
એમ તર્કો કરી વીર વી'લો થયો સર્વથા દુઃખ દુષ્કૃત્ય આપે. ૩૯

કંપતા દેહને ચિત્તના વેહ મસ્તિષ્કના ભ્રમણથી વદન ફાડી,
નયન ઉંચાં કરી સ્ખલિત પગલાં ભરે શ્રમિત મધુપાનથી જયમ અનાડી;
ગમન ક્યાં થાય તે જાણતો એ નથી ગુપ્ત કો શક્તિ જાણે ધકેલે,
દીર્ઘ નિઃશ્વાસ મુકતો પરાકષ્ટથી દુર્ગ આગળ ઉભો વીર બેલે. ૪૦

સૈન્ય ને શક્તિ ને કીર્તિ આશા અને ધૈર્ય ઉત્સાહ બહુ શસ્ત્ર સાથે,
હરખને હોંસથી નગરની બ્હાર ભભક્યો હતો ગરૂડ જ્યમ પક્ષીમાથે;
એકલો આજ બેહોસ દુઃખે ભર્યો ભિક્ષુ સમ ધિક્ક! નિસ્તેજ આવ્યો,
રામ રુઠ્યા પછી દિવસ પલટાય ત્યમ આજ ગઢ લંકમાં કાળ ફાવ્યો. ૪૧

( રોળા વૃત્ત. )

વિસ્મૃતિ કૃતિની થવા યુક્તિનું શોધન કરવા,
લાગ્યો શબ સમ મૂઢ તર્કના જળમાં તરવા;
મૃત મંત્રીને મિત્ર આંખની આગળ ચાલે,
બની શત્રુથી ક્રૂર મૃત્યુથી બમણા સાલે; ૪૨

વીર્યહીણ ને ક્ષીણ ફીણ મોંડે જ્યમ આવ્યું,
શક્તિ શૌર્ય કે દર્પ કોઈ સાથે નહિ આવ્યું;
દુઃખ અનાદિ અનંત સકલ સંસ્રુતિનું સાથે,
વધતે વેગે વહે આજ રાવણસુત માથે; ૪૩

તોપણ હિમ્મત ધરે જતાં સિંહણનો જાયો,
સંદેશો પ્રતિહાર સાથ રાજાને કા'વ્યો;
ઉદય થતાં જ્યમ ભાણ વિખેરી વાદળ નાંખે,
જયમાં ત્યમ કુવિચાર મનસ્વી શેનો સાંખે. ૪૪

કપટ શત્રુશું કરી સંબંધીમાં છળ રમવા,
પિતા-પરાભવ થવા અજાણ્યે લાગ્યો મથવા,
ધરે દંભને જેમ ક્રૂરતા વિધવા વંધ્યા,
કરે શોકનો નાશ પ્રભાકરનો જ્યમ સંધ્યા. ૪૫

**આઠમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ નવમો.

## સંધ્યા, પુત્ર-વિરહ તથા ચંદ્રવર્ણન.

( પુષ્પિતાગ્રા વૃત્ત. )

લટક લટક લાજ સાથ સંધ્યા, શશિવર ચંદ્રકથી મનુષ્ય વંદ્યા,
લટભ વસન ધારતાં સુનેરી, રવિકરપાત થકી દિસે અનેરી; ૧
ત્રિવિધિ પવન મ્હેલમાં ઉરાડી, શ્રમ કલમને મધુરી રહી નસાડી;
શમન મન મનુષ્યનાં પમાડી, ગમન કરે ચપલા સમી અગાડી; ૨
વયસ બટુક પક્ષીને સુવાડી, યુવતિમને સ્મર-ચોરને જગાડી,
મૃદુ મૃદુ સ્વર મંદ કર્ણે પાડી, તરુવર-મંડનથી દિશા રમાડી, ૩
જળનિધિ લહરી થકી ભરીને મહીતલ તાપ સમસ્ત સાંભરીને,
વન ઉપવન ગંધથી રસીને, હૃદય હરે પ્રમદા જરા હસીને. ૪
યુવતિજન દુ'વે સવચ્છ ગાય, ઘર ઘર નૌતમ ગાન તાન થાય;
સરરર સરરર શબ્દ રાગ પૂરે, વલય-સતાર ચઢે અપૂર્વ સૂરે. ૫
સુખ-શશિ ગૃહ-પંક્તિ મધ્ય રાજે, રવિ નિરખી જળશાઈ થાય લાજે;
ગગન સદનમાં સજેલ સાડી, ઉદિત થતાં રમતી પ્રગલ્ભ લાડી; ૬
શશિ રવિ ઘટ સ્વર્ણ ને રુપાના, કરતતિયષ્ટિ* વિષે ધરી, સુધાના,
પરઉપકૃતિ ધારણે ધરે છે, જયમ લઈ કાવડ સાંજ સંચરેછે. ૭
નિશચર રવિ અંબરાર્થ, વીર સુર-રિપુ રામ બની લઢે અધીર,
ઘન તમસ પ્રદોષ અત્ર ભારે, પરકલહે મહીં ત્રસ્ત જોઈ ભારે. ૮
જનપથ પર વાત તુલ્ય વાત, સતત પ્રદોષ સમે ફરે અજાત;
હરખ હરખ લંક-લોક માણે, હરખ પ્રયોજન લેશ કો ન જાણે. ૯
કમલ રવિ તણો સમીપ અસ્ત, કુમુદ અને શશિ જોઈ થાય મસ્ત,
મહીં ગગન વિષે ફરે અવક્ર, જયમ બદલાયું દિનેશ રાજ્ય-ચક્ર.૧૦
કનક-રજત-દુંદુભિ† સુધારી અનલવડે, વપુ નીલ વસ્ત્ર ધારી,
પટુ પટહ પ્રદોષ શું વગાડે, કલહ અકાલ કદાચ શાન્ત પાડે. ૧૧
અગણિત ગુણ રૂપ ભવ્ય કાયા, વશ કરવા ભટ, સીત-મોહમાયા,
શ્વસિત શ્વસિત સાથ ક્રોધ વામે, અતુલ તમોગુણનો પ્રતાપ જામે. ૧૨

---

* સૂર્યનાં કિરણ આડાં થયાથી તે રૂપી લાકડી.

† સૂર્ય અને ચંદ્ર એ રૂપી બે સોનારૂપાનાં નગારાં.

સકલ રજસસાથે સત્ત્વ ઢાંકે; પળ પળ કજ્જલ સાથ જેમ નાંખે
અતિશય ભય શોક લોક ચિત્તે, નહિ યુવરાજ વળ્યો પ્રદોષ વીત્યે.૧૩
વર વિરહિત નાર જેમ ઘેલી, અસુર પુરી થઈ શુષ્ક ન્હેલન્હેલી;
પણ વિરહ કુમારનો વધારે, દશમુખ અંતર શોકભાર ભારે. ૧૪
અજિત સબળ ધૈર્યશૌર્ય-મુક્ત, રૂદન કરે જ્યમ પ્રેમદા અયુક્ત;
શરમ સુખ સુબુદ્ધિ ટેક ગર્વ, પરગૃહિણી ગ્રહતાં ગ્રહાય સર્વ.૧૫
હૃદય દમ ભરાય કામસ્થાને, રુધિર વહે નખ ઓઠ નાક કાને;
વિષજલ* સમ સ્વેદથી ન્હવાયો, સુતવિરહે જન કોણ ના ઘવાયો?૧૬
રમણ ભ્રમણ હર્મ્યમાં કરીને, નયન છતાં થઈ અંધ આથડીને,
રજસ શિરસમાં ઘણી ધરીને, કર પગ દેહ ધરાતળે ઘસીને, ૧૭
નૃપ ક્ષણ ક્ષણ કેશ-જૂટ તોડી, વરકરના વલયે લલાટ ફોડી,
ભ્રમિત ચલિત વૃત્તિથી ચળે છે, સુત-વિરહે જન ચેહમાં બળે છે. ૧૮
લથડ કમકમી અનાર્ય ખાય, નયન-કટાર અટાર તુલ્ય થાય,
દશન કડડ બોલતાં પીસાય, તન-વિરહે મન વૃદ્ધનું તવાય. ૧૯
નખ શિખ વપુ તાપથી તપાવે, તદપિ રગેરગ સીત શોષ લાવે;
ધબક ધબક થાય છાતી-છાટ, અવિનયનાં ફળ દુઃખ ને ઉચાટ.૨૦
વચન પ્રલપતાં કરે વિલાપ, પરિજનને શઠ શાપ દે અમાપ;
વિકલ ક્રુધિત, દીન ને દિવાનો, વિનય કર્યે ન રહે લગાર છાનો.૨૧
"તનય! તનય! ત્રાહિ! ત્રાહિ!" બોલી, જ્યમ પ્રગટે હૃદયે અનંગહોળી,
વપુ ધવલિત ભસ્મતુલ્ય ધારે, નિશિચરને પણ પુત્રશોક શા'રે. ૨૨
હસિત મુખ ઉઠે લઈ કૃપાણ, અરિગણ કલ્પિત મારવા અજાણ;
પદ પણ ન ટટાર રે' પરાણે; વિરહવ્યથા અરિને હજો ન શાણે.૨૩
નિરવધિ સુખ-સાગરે નિમગ્ન, શર કદી રોમ કરી શક્યું ન ભગ્ન,
તદપિ હૃદય શલ્ય અદ્ય વાગે, કઠિન છતાં પણ સર્વ ગાત્ર ભાગે. ૨૪
ક્ષણ ત્રણયુગતુલ્ય રાય લેખે, દશદિશમધ્ય દશાસ્ય પુત્ર દેખે,
તનય-વિરહની વ્યથા સહેવા, વિભુ ન સમર્થ,મનુષ્ય હોય કેવા?૨૫
તન વિરહ થતાં અશસ્ત્ર ભાથી, જ્યમ જ્વરથી અમુઝાય ધીર હાથી,
સુભટ ધનિક સર્વ થાય રાંક, તનય જતાં વ્યથનો રહે ન આંક.૨૬

---

*ઝેરકાજળી.



પરવશ પ્રભુ લંકનો અનાથ, ભ્રમ કલ્મનો નિજ સાથ સાત્ર-સાર્થ;
મરણુ શરણુ થાય આમ જોતે, પતિત બની મૃત થાય શ્વાન-મોતે,૨૭

સકલ સકલ ચિત્ત મધ્ય ધારી નિશચર તેજ લલાટ મધ્ય ભારી,
જડિત નભ-અલિંદમાં ચઢીને ઝરણુ રહ્યો મન-શાન્તિનાં ઝરીને.૨૮

જલમય શશિકાન્તની અગાશી, પર રહી પોયણીશી સ્ત્રીઓ વિકાસી
નિરખી ઇહ, પ્રિયા-પ્રસંગ ત્યાગી, ચલ,રમવા ઉતર્યો, શશી સુહાગી.૨૯

સુરતરમત થાય તોય નાર શરમ ધરે ન શશાઙ્કની લગાર,
પ્રણયકલહનો મૃગાંક સાક્ષી, પણુ ઉર ભીતિ ધરે નહિ મૃગાક્ષી.૩૦

અભિનય બળ આપતો પ્રમાણી, શશિ પતિપ્રેમ વધારનાર જાણી,
યુવતિજન ગૃહે વધાવવાને, લઈ નવયૌવન સાથ જાય જાણે. ૩૧

શશિ અનલ અનંગનો વધારે, વિરહિતને શમતા ન દે ઉધારે,
તદપિ શ્રમ હરે, પ્રશાંતિ વર્ષે વરવહુના પરિરંભ જોઈ હર્ષે. ૩૨

મુદિત વદન મંદ મંદ જામે દ્યુતિ ધરતો નિશકાલિમા વિરામે,
મૃદુકર પ્રસરી મનુષ્ય ચિત્ત, વિજિત કરે પ્રણયે શશિ ખચીત. ૩૩

અસુર કપિનું યુદ્ધ ના વિરામે, શિવદૃગનો જયમ ક્રોધ-વહ્નિ જામે,
જ્વલિત સકલ થાય લોકવૃંદ હિમપરજન્ય કરે સુરેન્દ્ર ચંદ્ર. ૩૪

રઘુવર હણુવા નૃશંસ–નેતા અધમ કૃતી કરતો અધર્મ-વેત્તા,
નિશચર નિજ જાત–લાજ-ધ્યારે ગગન વિષે જઈ નીતિ-દીપ ધારે. ૩૫

અતુલિત અતિ ભાર એ ધરાના જગ કનડે જયમ કેસરી દિવાના,
પરિશ્રમ કરતાં ન રાઢ છાંડે, શશિ સમજી નભ મધ્ય પાશ માંડે.૩૬

ઉદધિજળ ચઢાવતો ઉછાળે, રસ તરૂ ઔષધમાં, સ્વરાજ્ય કાળે,
યુવતિહૃદયમાં અલજજ કામ, હરિજનને મુખ ઇષ્ટ રામ નામ. ૩૭

હિમકર કર ઢાળતો ધરાના ધવલ નિતંબ વિષે શિલાતલોના,
જળસમુદય મધ્ય: નૃત્ય માંડી, ટુક ટુક દેહ કરે વિષાદ છાંડી. ૩૮

દિનકરદુહિતા રૂડી ત્રિયામા પરિણીત કીધ વિલાસકારી શ્યામા,
દશશત કર સાથ ચંદ્ર આવ્યા નૃપ વ્યભિચાર-કલંક જેમ ધોવા. ૩૯

રસિક જન રમાડવા નિરાંતે બહુ મથતાં જન-મોદ કાજ ખાંતે,
ફલિત નહિ પ્રયત્ન આજ થાય, શશિ ઘર રીસ નિશા સમેત જાય. ૪૦

સકલ રજસસાથ સત્ત્વ ઢાંકે; પળ પળ કજ્જલ સાથ જેમ નાંખે
અતિશય ભય શોક લોક ચિત્તે, નહિ યુવરાજ વળ્યો પ્રદોષ વીત્યે.૧૩

વર વિરહિત નાર જેમ ઘેલી, અસુર પુરી થઈ શુષ્ક મ્હેલમ્હેલી;
પણ વિરહ કુમારનો વધારે, દશમુખ અંતર શોકભાર ભારે. ૧૪
અજિત સબળ ધૈર્યશૌર્ય-મુક્ત, રૂદન કરે જયમ પ્રેમદા અયુક્ત;
શરમ સુખ સુબુદ્ધિ ટેક ગર્વ, પરગૃહિણી ગ્રહતાં ગ્રહાય સર્વ. ૧૫

હૃદય દમ ભરાય કામસ્થાને, રુધિર વહે નખ ઓઠ નાક કાને;
વિષજલ* સમ સ્વેદથી ન્હવાયો, સુતવિરહે જન કોણ ના ઘવાયો ?૧૬
રમણ ભ્રમણ હર્મ્યમાં કરીને, નયન છતાં થઈ અંધ આથડીને,
રજસ શિરસમાં ઘણી ધરીને, કર પગ દેહ ધરાતળે ઘસીને, ૧૭

નૃપ ક્ષણ ક્ષણ કેશ-જૂટ તોડી, વરકરના વલયે લલાટ ફોડી,
ભ્રમિત ચલિત વૃત્તિથી ચળે છે, સુત-વિરહે જન ચેહમાં બળે છે. ૧૮
લથડ કમકમી અનાર્ય ખાય, નયન-કટાર અટાર તુલ્ય થાય,
દશન કડડ બોલતાં પીંસાય, તન-વિરહે મન વૃદ્ધનું તવાય. ૧૯

નખ શિખ વપુ તાપથી તપાવે, તદપિ રગેરગ સીત શોષ લાવે;
ધબક ધબક થાય છાતી-છાટ, અવિનયનાં ફળ દુઃખ ને ઉચાટ.૨૦
વચન પ્રલપતાં કરે વિલાપ, પરિજનને શઠ શાપ દે અમાપ;
વિકલ ક્રુધિત, દીન ને દિવાનો, વિનય કર્યે ન રહે લગાર છાનો.૨૧

"તનય! તનય! ત્રાહિ! ત્રાહિ!" બોલી, જયમ પ્રગટે હૃદયે અનંગહોળી,
વપુ ધવલિત ભસ્મતુલ્ય ધારે, નિશિચરને પણ પુત્રશોક શા'રે. ૨૨
હસિત મુખ ઉઠે લઈ કૃપાણ, અરિગણ કલ્પિત મારવા અજાણ;
પદ પણ ન ટટાર રે' પરાણે; વિરહવ્યથા અગ્નિ હજો ન શાણે.૨૩

નિરવધિ સુખ-સાગરે નિમગ્ન, શર કદી રોમ કરી શક્યું ન ભગ્ન,
તદપિ હૃદય શલ્ય અદ્ય વાગે, કઠિન છતાં પણ સર્વ ગાત્ર ભાગે. ૨૪
ક્ષણ ત્રણયુગતુલ્ય રાય લેખે, દશદિશમધ્ય દશાસ્ય પુત્ર દેખે,
તનય–વિરહની વ્યથા સહેવા, વિભુ ન સમર્થ,મનુષ્ય હોય કેવા?૨૫

તન વિરહ થતાં અશસ્ત્ર ભાથી, જયમ જ્વરથી અમુઝાય ધીર હાથી,
સુભટ ધનિક સર્વ થાય રાંક, તનય જતાં વ્યથનો રહે ન આંક.૨૬

---

*ઝેરકાજળી.



પરવશ પ્રભુ લંકનો અનાથ, ભ્રમ ક્લમનો નિજ સાથ સાથ સાથે;
મરણ શરણ થાય આમ જોતે, પતિત બની મૃત થાય શ્વાન-મોતે,૨૭

સકલ સકલ ચિત્ત મધ્ય ધારી નિશચર તેજ લલાટ મધ્ય ભારી,
જડિત નભ-અલિદમાં ચઢીને ઝરણ રહ્યો મન-શાન્તિનાં ઝરીને.૨૮

જલમય શશિકાન્તની અગાશી, પર રહી પોયણીશી સ્ત્રીઓ વિકાસી
નિરખી ઇહ, પ્રિયા-પ્રસંગ ત્યાગી, ચલ, રમવા ઉતર્યો, શશી સુહાગી.૨૯

સુરતરમત થાય તોય નાર શરમ ધરે ન શશાઙ્કની લગાર,
પ્રણયકલહનો મૃગાંક સાક્ષી, પણ ઉર ભીતિ ધરે નહિ મૃગાક્ષી.૩૦

અભિનય બળ આપતો પ્રમાણી, શશિ પતિપ્રેમ વધારનાર જાણી,
યુવતિજન ગૃહે વધાવવાને, લઈ નવયૌવન સાથ જાય જાણે. ૩૧

શશિ અનલ અનંગનો વધારે, વિરહિતને શમતા ન દે ઉધારે,
તદપિ શ્રમ હરે, પ્રશાંતિ વર્ષે વરવહુના પરિરંભ જોઈ હર્ષે. ૩૨

મુદિત વદન મંદ મંદ જામે દ્યુતિ ધરતો નિશકાલિમા વિરામે,
મૃદુકર પ્રસરી મનુષ્ય ચિત્ત, વિજિત કરે પ્રણયે શશિ ખચીત. ૩૩

અસુર કપિનું યુદ્ધ ના વિરામે, શિવદૃગનો જ્યમ ક્રોધ-વહ્નિ જામે,
જ્વલિત સકલ થાય લોકવૃંદ હિમપરજન્ય કરે સુરેન્દ્ર ચંદ્ર. ૩૪

રઘુવર હણવા નૃશંસ-નેતા અધમ કૃતી કરતો અધર્મ-વેત્તા,
નિશચર નિજ જાત-લાજ-પ્યારે ગગન વિષે જઈ નીતિ-દીપ ધારે. ૩૫

અતુલિત અતિ ભાર એ ધરાના જગ કનડે જ્યમ કેસરી દિવાના,
પરિશ્રમ કરતાં ન રાઢ છાંડે, શશિ સમજી નભ મધ્ય પાશ માંડે.૩૬

ઉદધિજળ ચઢાવતો ઉછાળે, રસ તરૂ ઔષધમાં, સ્વરાજ્ય કાળે,
યુવતિહૃદયમાં અલજ્જ કામ, હરિજનને મુખ ઇષ્ટ રામ નામ. ૩૭

હિમકર કર ઢાળતો ધરાના ધવલ નિતંબ વિષે શિલાતલોના,
જળસમુદય મધ્ય નૃત્ય માંડી, ટુક ટુક દેહ કરે વિષાદ છાંડી. ૩૮

દિનકરદુહિતા રૂડી ત્રિયામા પરિણીત કીધ વિલાસકારી શ્યામા,
દશશત કર સાથ ચંદ્ર આવ્યા નૃપ વ્યભિચાર-કલંક જેમ ધોવા. ૩૯

રસિક જન રમાડવા નિરાંતે બહુ મથતાં જન-મોદ કાજ ખાંતે,
ફલિત નહિ પ્રયત્ન આજ થાય, શશિ ઘર રીસ નિશા સમેત જાય. ૪૦

( ઇન્દ્રવિજય. )

અગ્નિ ત્રિલોચન ચક્ષુ થકી પ્રસર્યે બહુ દીપ્ત બન્યો અવરોધે,
ભસ્મ કરે રમરને ત્રણ લોક અનાથ અદર્પ કરી જ્યમ ક્રોધે;
દુઃખ ઘટે ન સખા પર તેથી નિશાચર શંકર-ભાલ વિરાજી,
શાન્તિ રહે પ્રસરી, પણ આજ બન્યો હતઆશ અને મનલાજી.* ૪૧

અંબુધિ તાત અને જનનિ જળમાત સહોદર શ્રી જનમેલી,
દિવ્ય સુધા નિજ અંતરમાં, શિવભાલ વસે, કર્યો–કૌસ્તુભ બેલી,
સેનપતિ સ્મરનાયકનો, પતિ રોહિણીનો પ્રિય સર્વ તણો છે,
તોપણ અસ્ત થયો શશિરાજ, અહો! ઉદયાસ્ત-પ્રભાવ ઘણો છે. ૪૨

દિવ્ય પરી મુખ ગૌર ધરી જ્યમ અંબર શ્યામ વિષે વિલસે છે,
રાત સમે નભ મિષ્ટ સરોવરમાં ત્યમ પંકજ નૃત્ય કરે છે;
તોપણ પાંખડી સર્વ સમેત મિચાય ઉદિત થયો જવ ભાનુ,
આજજ આ ગઢ લંક વિષે કયમ આમ અહો! વિપરીત જણાણું. ૪૩

નવમો સર્ગ સંપૂર્ણ.

---

# સર્ગ દશમો.

## પ્રભાત, નગરજન તથા સામૈયાનું વર્ણન.

( પ્રહર્ષણી વૃત્ત. )

તારાઓ પતિત ચમૂ સમાન ક્ષીણ, શુભ્રાંશુ રઘુવર તુલ્ય તેજહીન;
ઉંચેથી નભ દવ બિંદુઓ સ્રવેછે, સ્વર્ગે શું અમર અનર્થથી રડે છે! ૧

ધૂમેથી ગિરિવર સ્પષ્ટ ના જણાએ, જાણે કે તરુવર શોકસ્નાન નાહે;
આસાઢો નભ નિજ શીખરો અરાડી, ઢાંકેછે મુખ પર સૂક્ષ્મ શ્યામ સાડી. ૨

નિદ્રાનો જગ કરતું સમસ્ત ત્યાગ, ખોળે તે દશમુખ-ભ્રાત ઘેર માગ;
માધુર્યે ચુત શુક કોકિલાનું ગીત, ખેંચી લે નિજ પર દંપતીનું ચિત્ત. ૩

પ્રેમીએ દઢ પરિરંભ પદ્મિણીનો, રાત્રીશે મૃદુ કરસ્પર્શ પદ્મિણીનો,
જ્યોત્સ્નાએ સુખમય સ્પર્શ આશકેરો, આ કાળે હરખસમેત ત્યાગ કીધો. ૪

---

* પોતાના મિત્ર મદનની સાન્ત્વના માટે શંકરને કપાળે જઇને ચંદ્ર રહ્યો; પણ આજ પોતાના નિશાચરને શાન્તિ કરવામાં નિરાશ થતાં તે અસ્ત થયો.

રાત્રીએ શરમ શમાવનાર વસ્ત્ર, કંદર્પે દરપ વધારનાર શસ્ત્ર,
રામાએ અરથ-ભર્યાં કટાક્ષ પેચી, જાણીને કુસમય હાલ લીધ ખેંચી. ૫

વામાઓ મુખ વપુ દર્પણે નિહાળે, સંતાડે નખક્ષત વિસ્તરેલ ગાલે;
અંબોડો શ્લથ થયલો સતૈલ હોળે, ભૂસેલો તિલ કરતી ત્રિયા કપોલે. ૬

નિદ્રાને શ્રમ કરવા સુદૂર પેરે, નાહીને યુવતિજનો દુકૂલ પે'રે;
રાત્રીની નયન–રતાશ ભાલ ધારે, દેખાતાં કુચદ્વય કંચુકે નિવારે. ૭

આ કાળે ગૃહિણી ગૃહેશ્વરી જણાય, તાણીને મધુર પ્રભાત શુદ્ધ ગાય;
કેડે કે શિરપર લેઈ વારિ-પાત્ર, દીપાવે જુજ કૃતિમાં સ્ત્રીઓ સ્વગાત્ર. ૮

ચક્લીઓ ચક ચક બોલતી ઉડેછે, મેનાનો સ્વર સુરસાથ નીકળેછે;
અત્યારે વિરહિત સારસાં મળે છે, દર્શાવે નિજ અનિવાર્ય પ્રેમ જે છે. ૯

વાપીને તટ ભરવા પ્રભાત પાણી, આવેછે ઘટ લઈ શું અનંગરાણી;
ચાલેછે મનહર મંદ મંદ ચાલ, શિખ્યા કે ગતિ નિજ શિખવે મરાલ. ૧૦

હંસીઓ કલ સ્વર મિષ્ટ આલપે છે, ઝંઝીરાં લય કરવા શકે રટે છે;
આ કાળે પવન મદાન્ધ છેક થાય, નારીના સ્તનયુગમાં જઈ ભરાય. ૧૧

હારેલો ઉદય કરે, કરે પતંગ, સંહારે તિમિર, ધરી સુવર્ણ રંગ;
રીસાયો હિમકર–રાતના પ્રભાવે, તેથી કે અરુણ જણાય છે સ્વભાવે? ૧૨

કો'નાથી રવિપ્રતિ દૃષ્ટિપાત થાય? જોતાંમાં જળ જનચક્ષુમાં ભરાય;
આઘેથી નમન કરી રહે તમામ, મો'ટાને નવ ગજથી ભલો પ્રણામ.૧૩

ઉદ્યોગે સકલ સમાજને લગાડે, આભાથી ત્રિભુવન સૃષ્ટિને રમાડે;
વર્ષેછે ઘર ઘર હુંફ, ચંડ આપ, મો'ટાનો ઉદયસમે ભલો પ્રતાપ. ૧૪

દેખાડી નિજ અધિકારનું મહત્ત્વ, શોષે છે નિજ રિપુતાત* કેરું સત્ત્વ;
સંતોષે શુચિ જગ મિષ્ટ વારિ-દાને, મો'ટા તો ઉપકૃતિમાં મહત્ત્વ માને.૧૫

નારીનાં વદન મૃગાઙ્કપૂર્ણ જાણી, ફેંકે છે દશશતબાણ તેગ તાણી;
ઉષ્માથી રવિ મૃદુ સ્નેહ–યષ્ટિ બાળે; મુક્તાનાં કણસમ સ્વેદ બિંદુ ભાલે. ૧૬

ધારીને, પણ પ્રમદા સુરૂપમૂર્તી, આણે છે મુદ નયને, પદાબ્જ સ્ફુર્તી,
ધીકેછે ત્યમ ત્યમ દ્વેશથી પતંગ, વાધેછે શશિવદની તણો ઉમંગ.૧૭

ક્ષેત્રોના રજકણને ઘણો તપાવે; પોતાના પ્રિયતમ પદ્મને હસાવે;
ઉદ્યોગી સમ ઉદયાચળે જણાય, ધીરે તે ડગ ભરતાં મહાન થાય. ૧૮

---

* સૂર્યની આકાશ-પદવી લેનાર ચંદ્રના પિતા સમુદ્ર. તેનું સત્ત્વ એટલે જળ.

( ઇન્દ્રવિજય. )

અગ્નિ ત્રિલોચન ચક્ષુ થકી પ્રસર્યે બહુ દીપ્ત બન્યો અવરોધે,
ભસ્મ કરે સ્મરને ત્રણ લોક અનાથ અદર્પ કરી જયમ ક્રોધે;
દુઃખ ઘટે ન સખા પર તેથી નિશાચર શંકર-ભાલ વિરાજી,
શાન્તિ રહે પ્રસરી, પણ આજ બન્યો હતઆશ અને મનલાજી. * ૪૧
અંબુધિ તાત અને જનનિ જળમાત સહોદર શ્રી જનમેલી,
દિવ્ય સુધા નિજ અંતરમાં, શિવભાલ વસે, કરી-કૌસ્તુભ બેલી,
સેનપતિ સ્મરનાયકનો, પતિ રોહિણીનો પ્રિય સર્વ તણો છે,
તોપણ અસ્ત થયો શશિરાજ, અહો! ઉદયાસ્ત-પ્રભાવ ઘણો છે. ૪૨
દિવ્ય પરી મુખ ગૌર ધરી જયમ અંબર શ્યામ વિષે વિલસે છે,
રાત સમે નભ મિષ્ટ સરોવરમાં ત્યમ પંકજ નૃત્ય કરે છે;
તોપણ પાંખડી સર્વ સમેત મિચાય ઉદિત થયો જવ ભાનુ,
આજજ આ ગઢ લંક વિષે કયમ આમ અહો! વિપરીત જણાણું. ૪૩

નવમો સર્ગ સંપૂર્ણ.

---

# સર્ગ દશમો.

## પ્રભાત, નગરજન તથા સામૈયાનું વર્ણન.

( પ્રહર્ષણી વૃત્ત. )

તારાઓ પતિત ચમૂ સમાન ક્ષીણ, શુભ્રાંશુ રઘુવર તુલ્ય તેજહીન;
ઉંચેથી નભ દવ બિંદુઓ સ્રવેછે, સ્વર્ગે શું અમર અનર્થથી રડે છે! ૧
ધૂમેથી ગિરિવર સ્પષ્ટ ના જણાએ, જાણે કે તરુવર શોકસ્નાન નાહે;
પ્રાસાદો નભ નિજ શીખરો અરાડી, ઢાંકેછે મુખ પર સૂક્ષ્મ શ્યામ સાડી. ૨
નિદ્રાનો જગ કરતું સમસ્ત ત્યાગ, ખોળે તે દશમુખ-ભ્રાત ઘેર માગ;
માધુર્યે ચુત શુક કોકિલાનું ગીત, ખેંચી લે નિજ પર દંપતીનું ચિત્ત. ૩
પ્રેમીએ દઢ પરિરંભ પદ્મિણીનો, રાત્રીશે મૃદુ કરસ્પર્શ પદ્મિણીનો,
જ્યોત્સ્નાએ સુખમય સ્પર્ષ આશકેરો, આ કાળે હરખસમેત ત્યાગ કીધો. ૪

---

* પોતાના મિત્ર મદનની સાન્ત્વના માટે શંકરને કપાળે જઇને ચંદ્ર રહ્યો; પણ આજ પોતાના નિશાચરને શાન્તિ કરવામાં નિરાશ થતાં તે અસ્ત થયો.

રાત્રીએ શરમ શમાવનાર વસ્ત્ર, કંદર્પે દરપ વધારનાર શસ્ત્ર,
રામાએ અરથ-ભર્યાં કટાક્ષ પેચી, જાણીને કુસમય હાલ લીધ ખેંચી. ૫
વામાઓ મુખ વપુ દર્પણે નિહાળે, સંતાડે નખક્ષત વિસ્તરેલ ગાલે;
અંબોડો શ્લથ થયલો સતૈલ હોળે, ભૂસેલો તિલ કરતી ત્રિયા કપોલે. ૬
નિદ્રાને શ્રમ કરવા સુદૂર પેરે, નાહીને યુવતિજનો દુકૂલ પે'રે;
રાત્રીની નયન-રતાશ ભાલ ધારે, દેખાતાં કુચદ્વય કંચુકે નિવારે. ૭
આ કાળે ગૃહિણી ગૃહેશ્વરી જણાય, તાણીને મધુર પ્રભાત શુદ્ધ ગાય;
કેડે કે શિરપર લેઈ વારિ-પાત્ર, દીપાવે જુજ કૃતિમાં સ્ત્રીઓ સ્વગાત્ર. ૮
ચક્લીઓ ચક ચક બોલતી ઉડેછે, મેનાનો સ્વર સુરસાથ નીકળેછે;
અત્યારે વિરહિત સારસાં મળે છે, દર્શાવે નિજ અનિવાર્ય પ્રેમ જે છે. ૯
વાપીને તટ ભરવા પ્રભાત પાણી, આવેછે ઘટ લઈ શું અનંગરાણી;
ચાલેછે મનહર મંદ મંદ ચાલ, શિખ્યા કે ગતિ નિજ શિખવે મરાલ. ૧૦
હંસીઓ કલ સ્વર મિષ્ટ આલપે છે, ઝંઝીરાં લય કરવા શકે રટે છે;
આ કાળે પવન મદાન્ધ છેક થાય, નારીના સ્તનયુગમાં જઈ ભરાય. ૧૧
હારેલો ઉદય કરે, કરે પતંગ, સંહારે તિમિર, ધરી સુવર્ણ રંગ;
રીસાયો હિમકર-રાતના પ્રભાવે, તેથી કે અરુણ જણાય છે સ્વભાવે? ૧૨
કો'નાથી રવિપ્રતિ દૃષ્ટિપાત થાય? જોતાંમાં જળ જનચક્ષુમાં ભરાય;
આઘેથી નમન કરી રહે તમામ, મો'ટાને નવ ગજથી ભલો પ્રણામ.૧૩
ઉદ્યોગે સકલ સમાજને લગાડે, આભાથી ત્રિભુવન સૃષ્ટિને રમાડે;
વર્ષેછે ઘર ઘર હુંફ, ચંડ આપ, મો'ટાનો ઉદયસમે ભલો પ્રતાપ. ૧૪
દેખાડી નિજ અધિકારનું મહત્ત્વ, શોષે છે નિજ રિપુતાત* કેરું સત્ત્વ;
સંતોષે શુચિ જગ મિષ્ટ વારિ-દાને, મો'ટા તો ઉપકૃતિમાં મહત્ત્વ માને.૧૫
નારીનાં વદન મૃગાઙ્કપૂર્ણ જાણી, ફેંકે છે દશશતબાણ તેગ તાણી;
ઉષ્માથી રવિ મૃદુ સ્નેહ-યષ્ટિ બાળે; મુક્તાનાં કણસમ સ્વેદ બિંદુ ભાલે. ૧૬
ધારીને, પણ પ્રમદા સુરૂપમૂર્તી, આણે છે મુદ નયને, પદાબ્જ સ્ફુર્તી,
ધીકેછે ત્યમ ત્યમ દ્વેશથી પતંગ, વાધેછે શશિવદની તણો ઉમંગ.૧૭
ક્ષેત્રોના રજકણને ઘણો તપાવે; પોતાના પ્રિયતમ પદ્મને હસાવે;
ઉદ્યોગી સમ ઉદયાચળે જણાય, ધીરે તે ડગ ભરતાં મહાન થાય. ૧૮

---

* સૂર્યની આકાશ-પદવી લેનાર ચંદ્રના પિતા સમુદ્ર. તેનું સત્ત્વ એટલે જળ.

લોકોનાં મન વ્યવહારની ક્રિયામાં, રાત્રીનું તિમિર સમુદ્રની ગુહામાં,
રામાની રતિ નખ કેશને સ્તનોમાં, પૂરીને દિનકર પૂજ્ય છે જનોમાં. ૧૯

આ કાળે મસ થઈ ભીડ રાજદ્વારે, દેખાએ સકળ સ્થળે ઉમંગ ભારે;
વાધે છે પથપર હાર બેય બાજુ, લોકોનું પળ પળ થાય વ્હાલ તાજુ. ૨૦

હાંસીલાં મુખ ઠરતાં નથી જરાએ, ઉત્સાહી જન ફરતાં ચતુર્દિશાએ;
ઉત્કંઠા દિવસસમેત વૃદ્ધિ પામે, લોકોમાં અનુપમ રાજભક્તિ જામે. ૨૧

વિદ્યાર્થી ગુરુમુખ પાઠ લેઈ વ્હેલા, આવ્યા છે દરશન કાજ સર્વ પે'લા;
આવ્યા છે શુભકૃતિ છોડતાં યશસ્વી, કાર્યોનું મનન તજી દઈ મનસ્વી. ૨૨

આવ્યા છે વ્યથિત જનો વિરામ કાજ, છોડીને ધનજપ વૈશ્યના સમાજ;
ધ્યાનીને જપતપ ત્યાગતાં વિરાગી, આવ્યા છે અજગરશા છતાં અભાગી. ૨૩

ભિક્ષાર્થી નયન તણા પ્રમોદ કાજે, આવ્યા છે ઉદરસ્પૃહા ધરી ન આજે;
વિપ્રોના ગણ પણ ભૈક્ષ્ય-પ્રાપ્તિ માટ, આવ્યા છે સકલ જતા કરી ઉચાટ. ૨૪

પિત્રાઈ–જન પણ લોકલાજ ધારી, બોલીને વિષમય વક્ર ઉક્તિ કારી,
ઈર્ષાથી નૃપસુત છિદ્ર દોષ જોવા, આવ્યા છે જયમ રિપુપાપતાપ ધોવા. ૨૫

અદ્વૈતી અબુધ નિરીશ્વરાદિ શાક્ત બ્રહ્મજ્ઞો ઋષિજન દેવ દ્વૈત ભક્ત,
શાસ્ત્રોને સ્મૃતિ શ્રુતિ ન્યાયમાં મતીલા, આવ્યા છે નવરસ ભૂલતાં છબીલા. ૨૬

છોડીને દૃઢ હઠયોગની સમાધી, આવ્યાછે મુનિજન ઓઢતાં ઉપાધિ;
લંકામાં પુરુષ ગૃહે રહ્યો ન આજ, ઉજાણી જયમ નિસર્યો બધો સમાજ. ૨૭

રસ્તામાં શકટિક ને વિશાળ માંચે, હર્મ્યોની ગિરિવર તુલ્ય ઉચ્ચ ટોચે,
બેઠા કો તરુવરના મહાન ડાળે, રૂપાળા હયરથમાં રહી નિહાળે. ૨૮

વંઢાની ઉપર પગે ફલંગી ઘોડા, રાખીને પથપર કોઈ દિવ્ય ઘોડા,
સુંવાળાં તટપર ને જળાશયોના બેઠા કો શીખર ચઢી શિવાલયોના. ૨૯

બિછાવી પથપર વસ્ત્ર કે સરાંઠી, વાળીને જન નઘરોળ શા પલાંઠી,
કાંધે કે સુહૃદતણી જઈ ચઢીને, બેઠા કો, નવગૃહપાલખે અડીને. ૩૦

આનંદે પ્રિયજનઅંગુલી સહીને, સોનેરી પટમય છત્ર કે ધરીને,
ઝાલીને કનકછડી કરે પુમાન ઉભા કો સમુદય ન્યાળતા યુવાન. ૩૧

નાંખીને સુહૃદગળે સુવર્ણહસ્ત, બંતીલા ભરવયમાં બનેલ મસ્ત;
લુંછેછે મુખ નિજ રેશમી રૂમાલે, ચોંકાવે અનિયત મર્મના સવાલે. ૩૨

દોડાવી નયનકુરંગ ઠામ ઠામ, ભારીને હૃદતલ શૂન્યતા તમામ,
ચાલે કો સડપડ કામ હોય જાણે, બોલાવે પણ ઠરતા નથી પરાણે. ૩૩

પ્રાસાદો સુરસ સુરંગથી ભરેલી, હીરાને વિધવિધ રત્નથી જડેલી,
દેખાતી અનુપમ બ્રહ્મમ્હોલ જેવી, આજેની પણ ઉપમા અપૂર્વ લ્હેવી. ૩૪

છાંટ્યું છે જળ ઘરના ઉપાડ્ડ સામાં, રંગોળી બહુ ચીતરી ગૃહાઙ્ગણામાં;
વેર્યાં છે કુસુમ ગુલાબ માલતીનાં, બાંધ્યાં છે ઘર ઘર તોરણો મણિનાં. ૩૫

પુત્રીનો અવિરલ કેશપાશ હોળી, પેરાવી નવ ભરગચ્છ ઝીક ચોળી;
ચોંડીને તલ તિલડી કપાલ ગાલે, શૃંગારી મરકતથી ભરેલ માળે. ૩૬

માથેથી બહુ વિખરાય કૃષ્ણ કેશ, બાળાના દ્વયકરમાં રુમાલ બેશ;
સાહે કો કર પુતળી હિરણ્ય-સોટી, સંતાડે લઘુ મુઠમાં ઘણી ચણોઠી. ૩૭

આળોટી મધુર અપૂર્ણ ગીત ગાય, બેશીને સહુ શણગાર જોઈ જાય;
ઉભેલી મૃદુ મૃદુ બોલ આલપેછે, દોડે ત્યાં ખણખણ ઝાંઝરાં રટેછે. ૩૮

બોલીને અતિ નિરદોષ વાક્ય ન્હાનાં, ખેંચેછે શુભ જરિયાન સ્નિગ્ધ માનાં;
બાળાનું અસમય હાસ્ય વાર વાર, જોતામાં સહજ વધે પવિત્ર પ્યાર. ૩૯

પુત્રોને ઝઘઝઘતા ઉપાન ઘાલી, પે'રાવે નવ પરિધાન માત વ્હાલી;
કંદોરો કૃષ કટિમાં ધરેલ કોડે, બાંધ્યો છે રુચિર રુમાલ આડસોડે. ૪૦

ચોળીને વપુપર ગંધ ને ફુલેલ, સીધોડી ભૃકુટિ વિષે ભુરી કરેલ,
બાંધીને જળહળ બાંહ્ય બેય બાજુ, કીધું છે તિલક કપાલમધ્ય તાજુ. ૪૧

ઘાલ્યો છે દ્વયસરગોપ કંઠદેશે, શોભેછે ગરદનપ્રાન્ત કૃષ્ણ કેશે;
માથામાં મુકુટ સમાન ટોપ ઘાલી, માતાએ કનકછડી કિશોર આલી. ૪૨

દોડાવી રમુઝ કરાવતાં હસે છે, ચાંપીને હૃદયવિષે વ્યથા હરે છે;
મ્હોટાની પ્રતિકૃતિ પુત્ર જે કરેછે, નારીઓ પતિ-પ્રતિબિંબ ત્યાં જુવેછે. ૪૩

ખોળામાં સુત નમતે મુખે સુવાડી, ઠોકે છે સહૃદય પુષ્ટ પૃષ્ઠ માડી;
પૂછેછે વહુ વરવા અનેક વાત, વાંચેલું રટન કરાવતી સુજાત. ૪૪

પ્હેરીને અમર અમૂલ્ય બાંટ સાડી, ખોળામાં નિજ શિશુ ધાવણું સુવાડી,
આપેછે સ્તન મુખમાં પ્રમોદ આણી, બેઠી છે ઉમરવિષે અનેક શાણી. ૪૫

રૂપાળી તસતસ કંચુકી ધરીને, લાડીલો શિશુ કૃષ કેડથી ગ્રહીને,
ન્યાળેછે મુખ સુતનું જરા હસાવી, રામાઓ શશિ સમ ગેહ બ્હાર આવી. ૪૬

મુંકીને કટિ પર હાથવલિ ના'ની, ઝૂકે છે ભરછક અંગમાં જુવાની,
છૈયાં બે પગદ્વયપાસ આથડેછે, વામાક્ષી સ્થિર થઈ આંગણે ઠરે છે. ૪૭

રાખીને સ્તનપર એક હાથ આડો, જાણે કો રસમય લૂટશે અખાડો,
બારીએ કુટિલ દગે હૃદેશ જોઈ, છૂટેલો કચ ધરતાં ઉભેલ કોઈ. ૪૮

સાહેલી સમ વય રૂપ ને સ્વભાવે, દેખાડે મદન-પ્રરોહ હાવભાવે,
બોલેછે મરમ ગિરા રુડી રસાળી, આપે લે સુખમય અર્થવાન તાળી. ૪૯

બેઠી છે શિશુ લઈને ઘણી છજામાં, ભૂલી છે ઘરકૃતિ માર્ગની મઝામાં;
ખેલેછે અવિહિત કાળ તુચ્છ જાણી, ગાએ છે મનહર ગીત કામરાણી. ૫૦

નારીનાં મુખ મુખવાસથી ભરેલ, ચોળ્યાં છે વપુપર શાં સુગંધ તેલ?
સુંવાળા અધર-પ્રવાળ શુદ્ધ લાલ, બાલાર્કે તકતકતું દિસે કપાળ. ૫૧

આંજેલાં નયન કુરંગને લજાવે, અંબોડો અહિ-અહમેવને તજાવે;
દેખાડી મૃદુ હસી દંતની સુરેખા, રામાઓ પરપતિને કરે અદેખા. ૫૨

આ કાળે પરિજન પુત્ર પાસ જાય, સામંતો ગજપર રાજ્ય-ચિહ્ન સ્હાય;
ભ્રાતાઓ હય-રથમાં વિરાજમાન, મેનામાં ગુરુજન માંડતા પ્રયાણ. ૫૩

હુબેલો ગહન વિચારશું પ્રધાન, જાએ છે પ્રતિનિધિ બેશી તાવદાન;
અશ્વારો કર લઈ રાજ્યનાં નિશાન, ગંધર્વો પથપર જાય ગાઈ ગાન. ૫૪

પ્હેરીને નવ પરિધાન માનકારી, બંદીઓ પણ શિરપાવ-આશ ધારી,
જાસૂસો લઈ પરિવાર ભાઈ સામે, જાએ છે ભય નૃપનો ધરી ન નામે. ૫૫

સાહીને કર તરવાર અસ્ત્ર ઢાલ, જાએ છે ભયકર ભવ્ય કોટવાળ;
નાંખીને સહજ કૃપાળુ દૃષ્ટિ ભારી, જાએછે જનપ્રિય શાંત ન્યાયકારી. ૫૬

દેખાડી ત્રણપટ હર્ષની ખુમારી, જાએછે સકલ મહાન કાર્યભારી;
જાએછે મદભર રાજ્યના વકીલ, ગાડી કે હયપર શેઠિયા અશીલ. ૫૭

સામૈયાં ક્ષણભરમાં વધ્યાં વધારે, વીરાને નમન કરી બધા ઉભા રે';
જોઈને સુરરિપુનો મહા પ્રભાવ, દેખાડે અચરજ સાથ સ્નેહભાવ. ૫૮

મુંકીને સહ અભિમાન શસ્ત્ર હેઠે, બોલીને "જય જય" શબ્દ ભાટ પેઠે,
નંદે છે રણજિતની રણાંગક્રીડા, યોદ્ધાએ નમિત મુખે ધરેલ વ્રીડા. ૫૯

કિલ્લેથી ઘર કરવા રુડું પ્રયાણ, આજ્ઞાઓ સરવ કરી રહ્યા પ્રધાન;
વાગે છે "ડમ ડમ" અર્થયુક્ત ડંકો, આવેછે વિજય કરી સુરારિ બંકો. ૬૦

વાગેછે સુલલિત દુંદુભિ અધીર, વાદિત્રો મધુર કરે દિશા બધીર;
રાજાના ગુણ લલકારથી ગવાય, ઉચ્ચેથી ઝરમર પુષ્પ-વૃષ્ટિ થાય. ૬૧

જોડેછે રસમય અષ્ટકો કવીશ, હેતેથી બહુ બહુ વર્ણવે અધીશ,
ગાએછે ધ્રુપદ સતારથી ગવૈયા, થાએછે વિધવિધ નૃત્ય તાતથૈયા. ૬૨

વેરાતાં અબિર ગુલાલ કુંકુમાદિ, વાગેછે ડફ ઘડિયાળ ઘંટઆદિ,
પાડે છે હરખ સમેત કોઈ તાળી, ગાએ છે મૃદુ ગરબી વિશાદ ટાળી. ૬૩

કો ઝાલે કનકછડી સુવર્ણ છત્ર, ખેંચીલે શિરસ અલાબલા સહસ્ત્ર;
સોનેરી ચમર કરે પછાત હીડી, આપે કો જળ મુખવાસ પાનબીડી. ૬૪

માયાવી હયપર રત્નનું પલાણ, મુંકાવી સુરરિપુ લંક-લોક-પ્રાણ,
બેસી તે પર હળવે કરે પ્રયાણ, પૂર્વાશે ઉદિત થયો અપૂર્વ ભાણ. ૬૫

માનેલા ગુરુજનને સખા પિતાના, લંકાના વડીલ અમાત્ય-વર્ય શાણા,
રાખીને સકલ સમાજ આજુ બાજુ, પોતાની ઉપર કરે વહાલ તાજુ. ૬૬

વિપ્રોને દ્વયકરથી કરે પ્રણામ, બીજાને પણ નયને કરે સલામ,
હાથેલી પથપર કોઈની હલાવે, દેખાડે વિનય અસત્ય દુષ્ટભાવે. ૬૭

રાખીને મુખહસતે કલંક ગુપ્ત, શાણાના શક કરતો સુરારિ સુપ્ત,
જીતીને રઘુવર કીર્ત્તિ-કોટ બાંધે, થાવાને "અનુપમ" દીર્ઘદૃષ્ટિ સાધે. ૬૮

(હરિગીત છંદ.)

આકર્ણપર્યંતે ચઢાવી ધનુશ શરને મારતો,
ખેંચી લઈ તનરક્ત અરિનાં ગાત્ર સરવે શારતો;
મૃદુ નેણબાણ ચઢાવતાં તે રોમના પણ રોમને
ભેદી હરીલે ચિત્ત વર્ચસ સર્વનાં આજે કને. ૬૯

દશમો સર્ગ સંપૂર્ણ.

---



મુંકીને કટિ પર હાથવલિ નાʼની, ઝૂકે છે ભરછક અંગમાં જુવાની,
છૈયાં બે પગદ્વયપાસ આથડેછે, વામાક્ષી સ્થિર થઈ આંગણે ઠરે છે. ૪૭

રાખીને સ્તનપર એક હાથ આડો, જાણે કો રસમય લૂટશે અખાડો,
બારીએ કુટિલ દગે હૃદેશ જોઈ, છૂટેલો કચ ધરતાં ઉભેલ કોઈ. ૪૮

સાહેલી સમ વય રૂપ ને સ્વભાવે, દેખાડે મદન-પ્રરોહ હાવભાવે,
બોલેછે મરમ ગિરા રુડી રસાળી, આપે લે સુખમય અર્થવાન તાળી. ૪૯

બેઠી છે શિશુ લઈને ઘણી છજામાં, ભૂલી છે ઘરકૃતિ માર્ગની મઝામાં;
ખેલેછે અવિદિત કાળ તુચ્છ જાણી, ગાએ છે મનહર ગીત કામરાણી. ૫૦

નારીનાં મુખ મુખવાસથી ભરેલ, ચોળ્યાં છે વપુપર શાં સુગંધ તેલ?
સુંવાળા અધર-પ્રવાળ શુદ્ધ લાલ, બાલાર્કે તકતકતું દિસે કપાળ. ૫૧

આંજેલાં નયન કુરંગને લજાવે, અંબોડો અહિ-અહમેવને તજાવે;
દેખાડી મૃદુ હસી દંતની સુરેખા, રામાઓ પરપતિને કરે અદેખા. ૫૨

આ કાળે પરિજન પુત્ર પાસ જાય, સામંતો ગજપર રાજ્ય-ચિહ્ન સ્હાય;
ભ્રાતાઓ હય-રથમાં વિરાજમાન, મેંનામાં ગુરુજન માંડતા પ્રયાણ. ૫૩

ડુબેલો ગહન વિચારશું પ્રધાન, જાએ છે પ્રતિનિધિ બેશી તાવદાન;
અશ્વારો કર લઈ રાજ્યનાં નિશાન, ગંધર્વો પથપર જાય ગાઈ ગાન. ૫૪

પ્હેરીને નવ પરિધાન માનકારી, બંદીઓ પણ શિરપાવ-આશ ધારી,
જાસૂસો લઈ પરિવાર ભાઈ સામે, જાએ છે ભય નૃપનો ધરી ન નામે. ૫૫

સાહીને કર તરવાર અસ્ત્ર ઢાલ, જાએ છે ભયકર ભવ્ય કોટવાળ;
નાંખીને સહજ કૃપાળુ દૃષ્ટિ ભારી, જાએછે જનપ્રિય શાંત ન્યાયકારી. ૫૬

દેખાડી ત્રણપટ હર્ષની ખુમારી, જાએછે સકલ મહાન કાર્યભારી;
જાએછે મદભર રાજ્યના વકીલ, ગાડી કે હયપર શેઠિયા અશીલ. ૫૭

સામૈયાં ક્ષણભરમાં વધ્યાં વધારે, વીરાને નમન કરી બધા ઉભા રે';
જોઈને સુરરિપુનો મહા પ્રભાવ, દેખાડે અચરજ સાથ સ્નેહભાવ. ૫૮

મુંકીને સહ અભિમાન શસ્ત્ર હેઠે, બોલીને "જય જય" શબ્દ ભાટ પેઠે,
નંદે છે રણજિતની રણાંગક્રીડા, યોદ્ધાએ નમિત મુખે ધરેલ વ્રીડા. ૫૯

કિલ્લેથી ઘર કરવા રુડું પ્રયાણ; આજ્ઞાઓ સરવ કરી રહ્યા પ્રધાન;
વાગે છે "ડમ ડમ" અર્થયુક્ત ડંકો, આવેછે વિજય કરી સુરારિ બંકો. ૬૦

વાગેછે સુલલિત દુંદુભિ અધીર, વાદિત્રો મધુર કરે દિશા અધીર;
રાજાના ગુણ લલકારથી ગવાય, ઉચ્ચેથી ઝરમર પુષ્પ–વૃષ્ટિ થાય. ૬૧

જોડેછે રસમય અષ્ટકો કવીશ, હેતેથી બહુ બહુ વર્ણવે અધીશ,
ગાએછે ધ્રુપદ સતારથી ગવૈયા, થાએછે વિધવિધ નૃત્ય તાતથૈયા. ૬૨

વેરાતાં અબિર ગુલાલ કુંકુમાદિ, વાગેછે ડફ ઘડિયાળ ઘંટઆદિ,
પાડે છે હરખ સમેત કોઈ તાળી, ગાએ છે મૃદુ ગરબી વિશાદ ટાળી. ૬૩

કો ઝાલે કનકછડી સુવર્ણ છત્ર, ખેંચીલે શિરસ અલાબલા સહસ્ર;
સોનેરી ચમર કરે પછાત હીડી, આપે કો જળ મુખવાસ પાનબીડી. ૬૪

માયાવી હયપર રત્નનું પલાણ, મુંકાવી સુરરિપુ લંક–લોક–પ્રાણ,
બેસી તે પર હળવે કરે પ્રયાણ, પૂર્વાશે ઉદિત થયો અપૂર્વ ભાણ. ૬૫

માનેલા ગુરુજનને સખા પિતાના, લંકાના વડીલ અમાત્ય–વર્ય શાણા,
રાખીને સકલ સમાજ આજુ બાજુ, પોતાની ઉપર કરે વહાલ તાજુ. ૬૬

વિપ્રોને દ્વયકરથી કરે પ્રણામ, બીજાને પણ નયને કરે સલામ,
હાથેલી પથપર કોઈની હલાવે, દેખાડે વિનય અસત્ય દુષ્ટભાવે. ૬૭

રાખીને મુખહસતે કલંક ગુપ્ત, શાણાના શક કરતો સુરારિ સુપ્ત,
જીતીને રઘુવર કીર્ત્તિ–કોટ બાંધે, થાવાને "અનુપમ" દીર્ઘદૃષ્ટિ સાધે. ૬૮

(હરિગીત છંદ.)

આકર્ણપર્યંતે ચઢાવી ધનુશ શરને મારતો,
ખેંચી લઈ તનરક્ત અરિનાં ગાત્ર સરવે શારતો;
મૃદુ નેંણબાણ ચઢાવતાં તે રોમના પણ રોમને
ભેદી હરીલે ચિત્ત વર્ચસ સર્વનાં આજે કને. ૬૯

દશમો સર્ગ સંપૂર્ણ.




---

મુકીને કટિ પર હાથવલિ ના'ની, ઝૂકે છે ભરાછક અંગમાં જુવાની,
છૈયાં બે પગદ્વયપાસ આથડેછે, વામાક્ષી સ્થિર થઈ આંગણે ઠરે છે. ૪

રાખીને સ્તનપર એક હાથ આડો, જાણે કો રસમય લૂટશે અખાડો,
બારીએ કુટિલ દગે હૃદેશ જોઈ, છૂટેલો કચ ધરતાં ઉભેલ કોઈ. ૪

સાહેલી સમ વય રૂપ ને સ્વભાવે, દેખાડે મદન-પ્રરોહ હાવભાવે,
બોલેછે મરમ ગિરા રુડી રસાળી, આપે લે સુખમય અર્થવાન તાળી. ૪

બેઠી છે શિશુ લઈને ઘણી છજામાં, ભૂલી છે ઘરકૃતિ માર્ગની મઝામાં;
ખેલેછે અવિહિત કાળ તુચ્છ જાણી, ગાએ છે મનહર ગીત કામરાણી. ૫

નારીનાં મુખ મુખવાસથી ભરેલ, ચોળ્યાં છે વપુપર શાં સુગંધ તેલ
સુંવાળા અધર-પ્રવાળ શુદ્ધ લાલ, બાલાર્કે તકતકતું દિસે કપાળ. ૫૧

આંજેલાં નયન કુરંગને લજાવે, અંબોડે અહિ-અહમેવને તજાવે;
દેખાડી મૃદુ હસી દંતની સુરેખા, રામાઓ પરપતિને કરે અદેખા. ૫૨

આ કાળે પરિજન પુત્ર પાસ જાય, સામંતો ગજપર રાજ્ય-ચિહ્ન સ્હાય;
ભ્રાતાઓ હય-રથમાં વિરાજમાન, મેનામાં ગુરુજન માંડતા પ્રયાણ. ૫૩

ડુબેલો ગહન વિચારશું પ્રધાન, જાએ છે પ્રતિનિધિ બેશી તાવદાન;
અશ્વારો કર લઈ રાજ્યનાં નિશાન, ગંધર્વો પથપર જાય ગાઈ ગાન. ૫૪

પ્હેરીને નવ પરિધાન માનકારી, બંદીઓ પણ શિરપાવ-આશ ધારી,
જાસૂસો લઈ પરિવાર ભાઈ સામે, જાએ છે ભય નૃપનો ધરી ન નામે. ૫૫

સાહીને કર તરવાર અસ્ત્ર ઢાલ, જાએ છે ભયકર ભવ્ય કોટવાળ;
નાંખીને સહજ કૃપાળુ દૃષ્ટિ ભારી, જાએછે જનપ્રિય શાંત ન્યાયકારી. ૫૬

દેખાડી ત્રણપટ હર્ષની ખુમારી, જાએછે સકલ મહાન કાર્યભારી;
જાએછે મદભર રાજ્યના વકીલ, ગાડી કે હયપર શેઠિયા અશીલ. ૫૭

સામૈયાં ક્ષણભરમાં વધ્યાં વધારે, વીરાને નમન કરી બધા ઉભા રે';
જોઈને સુરરિપુનો મહા પ્રભાવ, દેખાડે અચરજ સાથ સ્નેહભાવ. ૫૮

મુકીને સહ અભિમાન શસ્ત્ર હેઠે, બોલીને "જય જય" શબ્દ ભાટ પેઠે,
નંદે છે રણજિતની રણાંગક્રીડા, યોદ્ધાએ નમિત મુખે ધરેલ વ્રીડા. ૫૯

કિલ્લેથી ઘર કરવા રુડું પ્રયાણ; આજ્ઞાઓ સરવ કરી રહ્યા પ્રધાન;
વાગે છે "ડમ ડમ" અર્થયુક્ત ડંકો, આવેછે વિજય કરી સુરારિ બંકો. ૬૦

વાગેછે સુલલિત દુંદુભિ અધીર, વાદિત્રો મધુર કરે દિશા બધીર;
રાજાના ગુણ લલકારથી ગવાય, ઉચ્ચેથી ઝરમર પુષ્પ–વૃષ્ટિ થાય. ૬૧

જોડેછે રસમય અષ્ટકો કવીશ, હેતેથી બહુ બહુ વર્ણવે અધીશ,
ગાએછે ધ્રુપદ સતારથી ગવૈયા, થાએછે વિધવિધ નૃત્ય તાતથૈયા. ૬૨

વેરાતાં અબિર ગુલાલ કુંકુમાદિ, વાગેછે ડફ ઘડિયાળ ઘંટઆદિ,
પાડે છે હરખ સમેત કોઈ તાળી, ગાએ છે મૃદુ ગરબી વિશાદ ટાળી. ૬૩

કો ઝાલે કનકછડી સુવર્ણ છત્ર, ખેંચીલે શિરસ અલાબલા સહસ્ર;
સોનેરી ચમર કરે પછાત હીંડી, આપે કો જળ મુખવાસ પાનબીડી. ૬૪

માયાવી હયપર રત્નનું પલાણ, મુંકાવી સુરરિપુ લંક–લોક–પ્રાણ,
બેસી તે પર હળવે કરે પ્રયાણ, પૂર્વાશે ઉદિત થયો અપૂર્વ ભાણ. ૬૫

માનેલા ગુરુજનને સખા પિતાના, લંકાના વડીલ અમાત્ય–વર્ય શાણા,
રાખીને સકલ સમાજ આજુ બાજુ, પોતાની ઉપર કરે વહાલ તાજુ. ૬૬

વિપ્રોને દ્રયકરથી કરે પ્રણામ, બીજાને પણ નયને કરે સલામ,
હાથેલી પથપર કોઈની હલાવે, દેખાડે વિનય અસત્ય દુષ્ટભાવે. ૬૭

રાખીને મુખહસતે કલંક ગુપ્ત, શાણાના શક કરતો સુરારિ સુપ્ત,
જીતીને રઘુવર કીર્ત્તિ–કોટ બાંધે, થાવાને "અનુપમ" દીર્ઘદૃષ્ટિ સાધે. ૬૮

(હરિગીત છંદ.)

આકર્ણપર્યંતે ચઢાવી ધનુશ શરને મારતો,
ખેંચી લઈ તનરક્ત અરિનાં ગાત્ર સરવે શારતો;
મૃદુ નેણબાણ ચઢાવતાં તે રોમના પણ રોમને
ભેદી હરીલે ચિત્ત વર્ચસ સર્વનાં આજે કને. ૬૯

દશમો સર્ગ સંપૂર્ણ.

---



# સર્ગ અગીઆરમો.

## નગરજન–સ્નેહવૃત્તિવર્ણન.

( દોહોરા. )

ચકલે ચકલે લોકનાં ટોળાં ભેગાં થાય,
સૂર્યકરે જ્યમ ઝળકતા મળે અભ્રસમુદાય. ૧
આજ મહોત્સવ લંકમાં પુત્ર–જન્મ કે લગ્ન,
ઘર ઘર જાણે થાયછે એમ થયા સહુ મગ્ન. ૨
"ભાઈ તેં ભલી કરી જીતીને રઘુનંદ,
ચિરંજીવ સદા હજો રાવણના કુલચંદ્ર. ૩
માતાની શંકા અને બાપ તણું શિરઆળ,
નગરલોકની ભીતિને છોડાવ્યાં તતકાળ. ૪
માને પેટે અવતર્યું કીધું સાર્થક ભાઈ!
ધન્ય કર્યો દશકંધને તેથી કરી સવાઈ. ૫
શંભુ–ભક્તિ તુજ તાતની પતિવ્રત માનું એક,
આશિષ કુળ–બ્રાહ્મણતણી તુજ વનિતાનો ટેક, ૬
બાધા ભગિની ભાઈની, પ્રજા તણો દૃઢ સ્નેહ,
ઉતર્યો કરવા સફળ તું શકે તેરમો મેહ. ૭
આજ ઉગ્યો આ અમઘરે સોના કેરો સૂર,
સંજીવન ઔષધ બન્યો, મારી દુષ્મન શૂર. ૮
સુરગણ તુજને સેવતા, છતાં અહો યુવરાજ!
સાચવતો અમ ભૃત્ય સમ, ધન દારા ને લાજ. ૯
નક્ષત્રો જ્યમ સૂર્યથી રહે સ્વસ્થ દિનરાત,
કુટુંબ તા'રા આશ્રયે તેમ રહે રળિયાત. ૧૦
આજ લગી તુજ જન્મથી ગણતાં મહિનાવાર,
આંક પડે ઓછો ઘણો જોતાં તુજ ઉપકાર. ૧૧
તે કીધું તે કોઈથી પ્રયત્નથી નવ થાય,
ચન્દ્ર સહાવા બાળના પ્રયાસ નિષ્ફળ જાય. ૧૨
દાટી દીધા હર્ષમાં ઓરાડી દિલ લાજ,
સુખસાગરમાં સર્વથા તરવ્યા તેં યુવરાજ! ૧૩

આપત્કાળે દાસને લાગે પૂરણ કામ,
એવો લંકામાં થયો પરશુરામ સુખધામ. ૧૪

રક્ષા કરતાં ના ગણ્યાં એશ, જીવ ને દાર,
ચપલ શત્રુ સામો ગયો પ્રાણ તણા આધાર ! ૧૫

સૂકટ સમ દિનરાત તેં ઘસવ્યાં કોમળ અંગ,
વિસ્તારી શુભ વાસના દેવો તુજને રંગ. ૧૬

રાજકુમાર ! રણાંગણે ઘા વેઠ્યા અમકાજ,
દુઃખ દૂર સરવે કરી માણાવી તે મોજ. ૧૭

લઘુવય ને માથે હજી કાકા માતા બાપ,
તોપણ લંકપુરી તણો બાપ ! થયો તું બાપ. ૧૮

વજ્ર કવચથી યુદ્ધમાં રક્ષિત ભવ્ય શરીર,
વ્રણિત થયું જ્યમ ચારણી તોપણ રાખે ધીર. ૧૯

શીતળ તુહિન સમાન તુજ દેખાએ મુખરૂદ્ર,
દૈવી વસ્ત્ર સજ્યાં હતાં, કેવાં લાગે ક્ષુદ્ર. ૨૦

રામે જ્યારે રીસથી મૂર્છિત સૈના કીધ,
એકલડે તેં શું કર્યું કો'ની સહાય લીધ? ૨૧

વીર અપેક્ષિત ધૈર્ય, કે', કોણે આપ્યું ભાઈ?
કોણે શૌર્ય ચઢાવિયું, સુકીર્તિ કુળની ગાઈ? ૨૨

કોણે કે', પાટો કર્યો, કોણે કાઢ્યાં અસ્ત્ર,
કોણે બદલાવ્યાં તને ભગ્ન થયેલાં શસ્ત્ર? ૨૩

રામચન્દ્ર કરતા હશે બાણવૃષ્ટિ બહુ પેર,
કરતા તેમાં અડપલાં વાનર લેવા વેર; ૨૪

અંગીનું અવસાન ને કાકાપર પણ ક્રોધ,
સાંખ્યાં પણ સેવ્યો ન તેં કાયરતાનો બોધ. ૨૫

શીરીતે ભૂલાય કે' આ તા'રા ઉપકાર,
બદલો વાળી આપવો શી રીતે આ વાર? ૨૬

રિદ્ધિ સિદ્ધિ જય સંપને યશ આયુષ્ય સુપુત્ર,
શિવ આપી લંબાવજો તારા ઘરનું સૂત્ર. ૨૭

અનુભવતો ભાઈ! હશે આ સમયે પણ દુઃખ,
તોપણ વિસ્તારે પ્રજા–જન પર હાસ્ય–મયૂખ. ૨૮

અમકાજે પણ અશ્વને હળવો હાંકે ભાઈ!
ગ્રીષ્મકાળના સૂર્યસમ ન ગણી પથ પર ધાઈ. ૨૯

રક્ત ભરેલાં વસ્ત્રથી હજી વહે છે રક્ત,
તેની પીડામાં જરા નથી જણાતો સક્ત. ૩૦

આ જોતાં તા'રી દશા વિમાસણ નવ થાય,
અમ સરખા રાક્ષસ તણાં નિર્દય હૃદય ગણાય. ૩૧

રાજનીતિ ગૃહરીતિમાં પૂરો શૂરો ધીર,
અમમાં આવી અવતર્યો, જયમ પઙ્કે રત્ન કથીર. ૩૨

તા'રૂ કૈં દુર્ભાગ્ય કે સુકૃતિ અમારી સદ્ય,
કે એના સંયોગથી તું આવ્યો અમમધ્ય. ૩૩

શાણું કે સાચું હશે આજ તણો દેખાવ,
વાર્તામાં પણ ના સુણ્યો અનુભવીએ જે લ્હાવ. ૩૪

પ્રાણ બહિશ્ચર અમતણા સિંહણ કેરા શાવ,
જોયા વિણ તું શું કળે અમ હૈયાનો ભાવ. ૩૫

બ્હીક હતી મનમાં વળી સામા પ્રભુ સાક્ષાત,
રઘુકુલ જનકશ્વસુર ને રવિગુરૂ કીધા મ્હાત. ૩૬

લંકાનાં ત્રણ લોકમાં વધરાવ્યાં તેં માન,
વસ્તી મસ્ત કરી દઈ વિજય અભયનાં દાન. ૩૭

અવર લોકમાં લંકનો ધરી પ્રતાપ પ્રચંડ,
શાન્તિ શાન્તિ અત્રે કરી રોપ્યો યશનો દંડ. ૩૮

રે'શે અક્ષય વૃદ્ધિપર તુજ ઓજસની ઝાળ,
વિસ્મૃતિ કૂપે નિમિષ પણ નાંખી ન શકે કાળ. ૩૯

હાર હારના અર્પતાં, લીધાં અરિનાં વિત્ત,
તોપણ તેં તો સાચવી વિનય તણી શુભ રીત. ૪૦

ક્યાં છે છક હજુએ જરા ઉલટો અદકો પ્રેમ,
ક્યાં છે દંભ લગાર પણ ઉલટી નયને રે'મ. ૪૧

અધિક પદ મળ્યું તોય પણ અમપ્રતિ એનો એજ,
અધિક ભારથી નમ્ર તું ફેર પડ્યો એ સ્હેજ. ૪૨

દાવાનળ દુષ્મન તણો, શીતલ નિર્ઝર શાંત,
જીવન રૈયતનો બની થયો લકનો કાન્ત. ૪૩

ભૂપતિ મહા સમર્થ પણ આજ લગી આ કામ,
અસાધ્ય જાણી કોઈએ આરંભ્યું નહિ આમ. ૪૪

ઈશ્વિરને સહારવા ગાંડો બોલે વાત,
તે પણ તે સાચી કરી દેખાડી સાક્ષાત. ૪૫

શત્રુ અદેખા અવર પણ અણગમતા જે લોક,
દુષ્ટ નીચ દંભીતણી આશા કીધી ફોક. ૪૬

વૈરીજનના વદનથી ખેંચી લેઈ વખાણ,
જીવિત સાર્થક તેં કર્યું કીધુ શૌર્ય પ્રમાણ. ૪૭

હિતચિંતકનાં હૃદયથી હર્ષ ઘણો ઉભરાય,
"હાય!" તેમની દાટતાં દીધી પગમાં હાય. ૪૮

ઓશિંગણ સર્વે કર્યાં લંકદેશના લોક,
વાનરના ઉત્પાતનો કરાવતાં ભય ફોક. ૪૯

ટક્કુ મારી તેજને કંપાવે જન સર્વ,
ત્રણે લોકના વીરનો આજ ઉતાર્યો ગર્વ. ૫૦

મંડળીક ભાયાત ને સામદ માને ઘાવ,
ઉપરા ઉપરી શા પડે લેવા સેવા-લ્હાવ! ૫૧

ઉદય તણો મધ્યાહ્ન તુજ અપૂર્વ આજે થાય,
મહાન થઈ લઘુલંકને જોજે, ભૂલી જાય. ૫૨

ગાંડા ઘેલા રંક પણ તા'રા તે તા'રાજ,
અંગીકૃતને પાળવા મહાનનું એ કાજ. ૫૩

બાંનાની પત રાખજે આવીને આવીજ,
ભૂલ થાય પણ રીસને બદલે કરજે રીઝ. ૫૪

અતિસ્નેહથી પાપની શંકા મનમાં થાય,
અધૈર્ય મોંઘી વસ્તુનું મનમાં આવી જાય; ૫૫

તેથી હૈયે ધડકતે નયને જળની ધાર
ધારી, વિનવે કરગરી, રૈયત વારંવાર; ૫૬

પ્રસન્નતા તુજ કારણે, નિશદિન કરીશુ યત્ન;
લંકા રત્ન સમુદ્રમાં, તેમાં પણ તું રત્ન. ૫૭

તુજ હિત અર્થે હોમતાં, તન મન ધન અર્ધાંગ,
વિલંબ લેશ થશે નહિં લંકાના સર્વાંગ! ૫૮

તા'રાથી વધતાં નથી પુત્ર વલો કે લાજ,
સર્વ અમારૂં દેઈને તને ખરીદ્યો આજ. ૫૯

અક્ષરને તે ક્ષર કર્યું, શું અક્ષરનું કામ?
તું આનન્દસ્વરૂપ છે, લંકા અક્ષરધામ. ૬૦

તપન, તીર્થ, પૂજા અને મુંકી કોરે ધ્યાન,
ભૂખ તર્ષ વિણુ ગાઈશું તા'રા ગુણનાં ગાન. ૬૧

યોગ સાંખ્ય વૈદ્યક કે મીમાંસા વેદાન્ત,
પાણીમાં સહુ બોળશું તુજ પાસે થઈ શાન્ત. ૬૨

સદ્‌ગતિ કાજે આદર્યાં, અનુચિત તુચ્છ ઉપાય,
તે સર્વ છોડી હવે સેવીશું તુજ પાય. ૬૩

રાજાના જયથી સદા પ્રજા તણો ઉત્કર્ષ;
અણધાર્યો વર્ષી રહ્યો હર્ષ હર્ષ ને હર્ષ. ૬૪

શાસ્ત્રોને હલકાં કર્યાં કીધું શસ્ત્ર પ્રમાણ;
આત્મબળે બ્રહ્માણ્ડમાં વર્તાવી નિજ આણ. ૬૫

આજ લગી શૂરાતણી સાંભળતા જે વાત,
શિશુચેષ્ટા સમ લેખીએ આ જોતાં સાક્ષાત. ૬૬

રવિ દશશત કરથી અધિક રાખી ગતિ કવિરાજ,
કલ્પી ન શક્યા તર્કમાં તેં કીધું જે આજ. ૬૭

ભવિષ્યમાં વૃત્તાન્ત આ કો નહિ માને સર્વ,
જાણે કે જુઠું લખ્યું અલંકારનું પર્વ. ૬૮

તા'રા ગુણની વારતા સહસ્ર મુખથી શેષ,
વેદસૂત્ર સમ કે' છતાં કહી શકે નહિ લેશ, ૬૯

તેથી શું મનની બધી મનમાં રાખી વાત,
આપ્યો તુજ કરકમળમાં નિજ કન્યાનો હાથ. ૭૦

ઈશ્વર કે યશ પામવા કરે મનુષ્ય પ્રયાસ,
દેહ દમે મન વશ કરે, ઘણા કરે ઉપવાસ, ૭૧

અશ્વમેધ શત કો કરે રાજસૂય કો અજ્ઞ,
એ રીતો ખોટી કરી તેં કીધો રણયજ્ઞ; ૭૨

વેદીમાં હોમી દીધાં ઘૃત, તિલ, સમિધ અનેક,
રાજી ઋત્વિજને કર્યાં, ધનનો કરતાં સેક; ૭૩

મનુષ્ય સુર પણ ના થયો ઇંદ્ર બ્રહ્મ કે શિવ,
આત્માને વ્યથ આપતાં એળે ખોયો જીવ; ૭૪

જવ તલ બદલે રીછ કપિ હોમીને યજમાન,
રાક્ષસ–ઋત્વિજને દીધાં ખાન પાન સન્માન; ૭૫

પોતા કાજે અચળપદ લેવાને રણધીર,
પૂર્ણાહુતિ કરતાં કર્યાં શ્રીફલ શ્રી રઘુવીર. ૭૬

વર્ણવવા ગુણ–અંશ તુજ જે જન કરે પ્રયત્ન,
તે બે કરથી ભીડવા આભ કરે છે યત્ન; ૭૭

તે ભાગ્યા હસ્તે મથે સમુદ્ર તરવા કાજ,
ફાળ ભરે ઓળંગવા પગવિણ તે ગિરિરાજ. ૭૮

શું આજે દેવું તને પ્રાણ તણા આધાર,
નજર કર્યો છે પ્રથમથી સર્વ અમારો સાર. ૭૯

આશિષનો અવકાશ ક્યાં! કલ્પવૃક્ષ સાક્ષાત;
આશિષ સેવે પાદ તુજ થતાં બાપડી મ્હાત." ૮૦

એમ વિવિધજન બોલતા ચાટુકાર સમ વાણ,
દુષ્કૃતિ વિજયીની જનો વિસરી કરે વખાણ. ૮૧

પાણી ઢોળે પગરખાં આગળ વારંવાર,
ઉપરા ઉપરી ફેંકતા પુષ્પગુચ્છ ને હાર. ૮૨

કેસરચંદન નાંખતા અક્ષત ફેંકે લોક,
સુગંધને વર્ષાવતા ધૂપ ધરે છે કોક. ૮૩

શ્રીફળ કે શ્રીફળ લઈ આપે હાથો હાથ,
બાર દીપની આરતી ઉતારતા બે હાથ. ૮૪

પગ પર હાથ અરાડતાં નિજશિર મુકે કોઈ,
સ્પર્ષ કરે આંખો થકી શુદ્ધિ બુદ્ધિ જયમ ખોઈ; ૮૫

બાળક પાસે લેઈ જઈ મુકાવે શિર હાથ,
જાણે બાલ–ઉદય રહ્યો મેઘનાદને હાથ. ૮૬

ઉતારીને મુકુટ પર મુંકે મોંઘી ભેટ,
મુકતાનાં વર્ષણ કરે શેઠાણી ને શેઠ. ૮૭

સામા સામે ઘર તણા ગૃહસ્થ ધનથી યુક્ત,
ધરી રાખતા હેતથી ચાદર હીરાયુક્ત, ૮૮

ધવલ હાસ્ય શક્રારિનાં, રામાનાં મુખ સ્મેર,
મધ્યે મળતાં ચન્દ્રિકા થાએ રૂડી પેર, ૮૯

કે મંડળ તારા તણાં, ત્રિશંકુ શા બહુ રાજ,
અટકયા નભથી ઉતરતાં ગઢલંકામાં આજ. ૯૦

(રોલા વૃત્ત.)

માન માનિની છતાં તાન લાગ્યાથી છાંડે,
પરાધીન સતી બની પ્રણયની ચેષ્ટા માંડે.
મુગ્ધા ને મધ્યમા સ્વકીયા પ્રૌઢા નારી,
જયમ દેહે ખેંચાય ઇંદ્રજિત હૈયે ધારી. ૯૧

અગીઆરમો સર્ગ સંપૂર્ણ.



# સર્ગ બારમો.

## સ્ત્રીભાવ વર્ણન.

( દોહેરા )

ઘણી ઉભીછે ગોખ પર નિષ્પન્દ ધરી ચક્ષ,
પ્રસન્નવદને લાડણી રૂપાળીને દક્ષ; ૧

મેઘનાદરવિ જોઈને મસ મસ પ્રફુલ્લ થાય.
શકે લંકમાં સૂર્યથી પંકજ ઉંચાં જાય. ૨

હૃદયમધ્ય શક્રારિને ધરવા ઇચ્છા થાય,
તેથી દૃગમન નારનાં પાછળ પાછળ જાય. ૩

સહિયરની દુષ્મન સમી રાખે મનમાં બ્હીક;
અંતરના સહુ ભાવ પણ નયન બતાવે ઠીક. ૪

"સુલોચનાએ શાં કર્યાં ધ્યાન, પુણ્ય, તપ, દાન,
વરી ઇન્દ્રજિત નાથને નૂતન કામ સમાન? ૫

અત્યારે કેવું હશે પ્રમુદિત એનું ચિત્ત!
એના સુખની આપણે શું જાણીએ રીત. ૬

રણમાં જેવો શૂર એ તેવો પ્રિયતમ શાંત,
આથી સારો નહિ હશે સીતાજીનો કાન્ત. ૭

અનુપમ કીર્તિ પ્રતાપ ને અનુપમ પૂજા સાર.
અનુપમ પ્રેમ પ્રજા તણો કરતો એ સ્વીકાર. ૮

દુષ્મનથી હલકો થયો તો પણ વધતો ભાર,
પગલે પગલે પાડતો ઘેર વળે સરદાર. ૯

શેષસુતાના વિરહનો કરવાને પ્રતિકાર,
પદદ્વય સન્મુખ ધારશે વિજયશ્રીઉપહાર." ૧૦

એમ પરસ્પર કાઢતાં મનના ઉભરા બ્હાર,
વાત વિષે મન રીઝવે ચતુર લંકની નાર. ૧૧

સોનેરી વાળા ઘણા ગુંથ્યા ચિત્ર વિચિત્ર.
જાળીપર નાંખ્યા શકે અટકાવાને મિત્ર. ૧૨

વાતાયન પર ચક ઘણા નાંખ્યા વિવિધ પ્રકાર,
રમ્ય ચિત્ર નવરંગથી પે'રાવ્યા શણગાર. ૧૩

ગોખ જરૂખા અટપટા રાજ મે'લના સર્વ,
જોવાદે નહિ કોઇને દેખાડે પણ સર્વ. ૬૪

છજાં અગાસી ને ઘણાં મેઘાડંબર અત્ર,
નિશાન ઝઘઝઘતાં ધરે રાજ્યદીપ્તિ સર્વત્ર. ૧૫

રાજસુતા ચપલા સમી ચાલે સાથે સાથ,
શ્રીફળ આદિ વધાઈને આપી દાસી હાથ. ૧૬

રત્નમાંડ શિરપર ધરી છુટા રાખતી વાળ,
પે'રી મુકતા પાન ને માણ્યક કેરી માળ, ૧૭

ચાવી બીડી પાનની કરી કપાળ પિયેળ,
કંકણ પે'રી હાથમાં ચોળી અંગ ફુલેલ, ૧૮

ભૃકુટીમાં ટપકી કરી બીંદુ કર્યુંછે ગાલ;
કંઠે કીધો સાથીઓ કુંકુમ કેરો લાલ; ૧૯

કાને કુંડલ ઝળકતાં, નાકે વાળી સાર,
પગમાં ઝાંઝર ઝમકતાં, ઘુઘરીનો ઘમકાર; ૨૦

કંદોરો છે કેડમાં, આંખે કાજળ તાર,
અહો! બાળિકા લંકની સજે સોળ શણગાર. ૨૧

હાસ્યોત્પાદક જોડતી જોડકણાંનાં સૂત્ર;
રાગ તાણતી ગાય છે જ્યમ પરણે ઘર પુત્ર. ૨૨

લાડકડી અપ્રગલ્ભ ને પવિત્ર ને નિર્દોષ,
મસ્તાની પણ ડાવકી, દે સહુને સંતોષ. ૨૩

અશ્વારીને ન્યાળવા, વે'લો જોવા વીર,
હાંસીલી હંસી સમી બનતી છેક અધીર. ૨૪

અંગુઠે ઉંચી થઈ ઉંચી રાખી ડોક,
દીર્ઘ દૃષ્ટિ નાંખી ઉભી, ખસેડાવતી લોક. ૨૫

જ્યમ જ્યમ ઘોષ વધે અને કાંઈ નવ દેખાય,
ત્યમ ત્યમ વધતી ચિત્તમાં ઇંતેજારી થાય. ૨૬

પ્રિયતમ દેવર જેઠને જોવા વધૂસમૂહ,
ચોળીથી કે વસ્ત્રથી ઢાંકી વક્ષોરુહ, ૨૭

ધીમી ચાલી કાનમાં પે'રે રત્ન ઘુલેર,
ચક પાછળ આવી ઉભી રાખી મુખડાં સ્મેર; ૨૮

પ્રેમ પરસ્પર દાખવે, ક્યાંથી હોયે ક્લેશ;
હસે રમે કૌતુક કરે બોલે શબ્દો શ્લેશ; ૨૯

નિરંકુશા ગજગામિની, ધરે ન રતિની રૂખ;
પુષ્ટ બની દેખાડતી પતિ પિયરનાં સુખ; ૩૦

સાથે સાથે બેસતાં ઉભી પ્રતિક્ષણ થાય,
ચિત્તહરાનાં ચિત્ત પણ જનપથ પર ખેંચાય; ૩૧

સરસા સરસી રે' ઉભી સરખે સરખી જોડ,
સખિઅંસપર ગોઠવે હસ્તકમળનો છોડ; ૩૨

વિલંબ સ્વારીને થતાં બેસે ગોળાકાર,
મદનચક્રને શું જડી અત્રે શશિની હાર; ૩૩

કો સાહેલીઅકમાં ઉત્તમાઙ્ગ મુંકીજ,
ચતી અગર પડખે સુવે મકરકેતુની મીજ; ૩૪

રાત-પ્રજાગર સૂચવી આળસ માંડે કોક,
આંખો ઢાળી ઢોળતી કરતલપર નિજ ડોક. ૩૫

છાને છાને ગણગણે ભ્રમરી સમ કો નાર,
વાર્તા કરતી નયનથી અનંગની જયમ દાર. ૩૬

ઉતાવળી ધીરે કરે ઠીકઠાક શણગાર,
અવળાને સવળા કરે વસ્ત્ર અને ઉપચાર; ૩૭

અબોડો વાળે ત્રિયા વચ્ચે રાખી ચાક,
સ્વચ્છ કરી વાળી સજી શોભાવે નિજ નાક; ૩૮

કોઈ મગાવી આરસી વદન જોઈ મકલાય,
હિંગુલ સેંથીમાં ભરી રક્તકમળને વા'ય. ૩૯

કાન્તાઓના ભાલમાં દીપે ચન્દ્રક ગોળ;
શું રજનીમાં શર ઘણાં વાગ્યે રાતો ચોળ. ૪

બાજુબંધ ઢીલા પડ્યે ખેંચી બાંધે બંધ,
દિવ્ય પુષ્પના હારથી પસારતી શુભગંધ; ૪૧

ખીલી ઘાલી સજ કરે નૂપુર, નૌતમ છંદ,
શનિ મંગળને રાહુની વિંટીનો બહુ છંદ; ૪૨

લતા સમી લલના તણા લટકાનો નહિ પાર,
સ્વભાવથી સુંદર દિસે શું કરશે શણગાર. ૩

વિજયમહોત્સવને દિને પતિ મળવા આતુર,
તર્ક કરે છે અવનવા થાએ જેમ અસૂર; ૪૪

દાસીજન પાસે રમે લાડકબાયો લાલ,
તેને લઈને હાથમાં ચુંબી લેછે ગાલ; ૪૫

ધરી આંગળી ઓઠપર હાસ્ય કરાવે માત,
છેડો નાંખી શીશપર કદી ધવરાવે જાત. ૪૬

કસ્તર ચોંટયું હોય કે શ્લેષ્મ નાક પર હોય,
સાડીથી લુછતી ત્રિયા મોંઘી હોએ તોય; ૪૭

હાથ ફેરવે અંગ પર જુવે બાળનું મુખ,
સાર્થક જીવવું તેમનું જેને સુતનું સુખ; ૪૮

વાત કરે વિશ્વાસની ત્યાં નહિ રાખે મર્મ,
સમ વયની સાથે મળી ક્યાંથી રે' ત્યાં શર્મ. ૪૯

રતિસુખના પીયૂષને ચાખી પ્રમદા રોજ,
તોડે કરિણી મત્ત સમ નરજન–ચિત્ત–સરોજ. ૫૦

પ્રતિદિન વધતો જાય જ્યમ શક્રારિનો પ્રતાપ,
નૃપાસક્તિ જનભક્તિ ને સીતાજીનો શાપ, ૫૧

કુટુંબનું અભિમાન ને સૈનિક જનનું શૂર,
સ્મરસેનાનું ત્યમ વધે ભરજોબનનું પૂર. ૫૨

સુલોચનાની આયના કૈંક રાખવા જાય,
ટેવ પડી પણ રોજની તેથી ભૂલી જાય. ૫૩

સખિ તણા પણ સ્નેહમાં દેવી છે ચકચૂર,
હમેશ સમ પણ આજ એ રહે ગર્વથી દૂર. ૫૪

વિદ્યુતથી પણ ત્રણ ઘણો વધતો રાખી વેગ,
વધી પડ્યો છે આંગણે વિચિત્ર જનનો ભેગ. ૫૫

દાસીજન કે દાસજન ઘરમાં ન રહ્યું એક,
મો'ટા કે ના'ના તણો જરા રહ્યો ન વિવેક. ૫૬

ગપ્પાં હાંકે છે ઘણાં આશપાશના લોક,
નજરે જોઈ અન્ય તે કરે કલ્પના ફોક. ૫૭

લાંબે પગલે આવતા, લાંબો કરતા નાદ,
"રાજકુંવર આવ્યા" કહી બહુ જન કરતા વાદ. ૫૮

ઓચિતો કાને પડે "જય જય" શબ્દ જરાક,
સત્વર સર્વ ઉભા થતા, જયમ ઉતર્યો પદથાક. ૫૯

સૂર્ય ચંદ્ર વચ્ચે ધર્યું શીષ રાહુએ જેમ,
મેઘનાદની દૃષ્ટિનું સુધા પામવા તેમ, ૬૦

બે જણના હોએ ખભા સાથે તેની મધ્ય,
પાછળ ઉભો હોય તે કા'ડે છે મુખ સદ્ય. ૬૧

વળી ન દેખે કોઈ તો પાછા વ્હીલા થાય,
હાથ ચડ્યો હીરો ગયો તેવા નિરાશ થાય. ૬૨

પાછા ફરતા સર્વ જન પાછા બેશી જાય,
આશા લેશ જતી નથી, ભલે કાળ વહી જાય. ૬૩

ભોજનનું મન થાય ને દર્શનનું મન થાય;
મૂઢ બન્યા નર લકના; જવાય ના, ન ઠરાય. ૬૪

બેસે, ઉઠે, બરબડે, કરે ચક્ષુ વિસ્તાર,
ધીરા અંતરમાં કરે અધૈર્ય સાક્ષાત્કાર. ૬૫

મિશ્ર શબ્દના તે સમે મેઘ સરીખા નાદ,
મેઘનાદને સૂચવે પુષ્પ તણા વર્ષાદ. ૬૬

સુવર્ણરજ ઉચ્ચે ચઢે કરવા રવિને અસ્ત;
સગર્વ લંકાનગરની ધૂળ બની પણ મસ્ત. ૬૭

ધવલ અલિંદ અને ધ્વજા પર રજ—ઓઘ ઠરેલ,
હેમકૂટ તેથી બન્યા લંકપુરીના મ્હેલ. ૬૮

( હરિણી વૃત્ત )

વિજય ધરતો રાણીજાયો ગૃહાઙ્ગણ જાય છે,
મરૂત, ગિરિને તોડી જાણે, દિશાંત સમાય છે.
ઉદય કરતો નિત્યે જાણે, નવેન્દુ થયો છતો;
ગ્રહણ કરવા ચિંતા-રાહુ સમર્થ નથી થતો. ૬૯

**સર્ગ બારમો સંપૂર્ણ.**

---

# સર્ગ તેરમો.

## રાજમહાલય, પુરોહિત, અશ્વ ઇત્યાદિ વર્ણન.

( દ્રુતવિલંબિત વૃત્ત )

ગગનમાં કરશીષ પ્રસારતો, અડગ શેષશિરે પદ ધારતો,
અચલ મેરૂનું માન ત્યજાવતો, શશિ દિવાકરને શર મારતો, ૧

દબદબે ત્રણલોક દબાવતો, સહજ સુંદરતા શરમાવતો,
નૃપનું ગૌરવ મ્હેલ વધારતો, નકલ અક્ષરની કરતો હતો; ૨

નૃપનું તેજ ત્રિવિક્રમથી બહુ, પતિવ્રતા મહિષી લલિતા વહુ,
સુર થકી પણ શ્રેષ્ઠ સુખી નરો, ઇહ વસે, સમજી, પુરમાં ઠર્યો. ૩

અવનવો નમુનો વિધિએ કરી, વિપુલ સંસ્રુતિની ઘટના કરી,
કદી અતઃપર રક્ષણને મશે અભયસ્થાન વિષે પ્રકટ્યો હશે. ૪

સરસ વસ્તુ ઘટારત સ્થાનમાં કુસુમ પાદતળે નહિ, કાનમાં,
શિરપરે, નહિ પંકજ પંકમાં સુરચના ત્યમ શી થઈ લંકમાં. ૫

નવ કળા ન કળાય કળેકળે પ્રકૃતિ-યુક્તિ જણાય પળેપળે;
કદી ઘુણાક્ષર ન્યાય થકી મળ્યો વિધિ થકી નહિ જાય ફરી ઘડ્યો. ૬

સુરવિભૂતિ સલજ્જ કરી સદા નૃપતિનું ઋણ શું કરતો અદા;
પ્રકટ કે કરતો શિવની દયા મયતણી ધરતો તનયા મયા. ૭

સકલ અંગથી રંગ બતાવતી વિપુલ વક્ષસ સન્મુખ કાઢતી,
નયન-દ્વાર ઘણાં ફરકાવતી, મૃદુ રવે સ્મર-સર્પ જગાડતી, ૮

મણિ જવાહિર મૌક્તિક હારથી  તન સજી, હરતી મન હાસ્યથી,
સુર જતા નિરખી ચપલા છળી,  યુવતિ માયિક આ ભવનાવલી. ૯

કૃપણુતા ધનની ન જરા કરી,  સમય સેવકનો વ્યય આદરી,
સરસ સંગ્રહ સ્થાન શકે કરી  અલખની રૂચિરા રચના ભરી. ૧૦

દશમુખી નૃપ દાનવ–દીકરી  અહિસુતા ઇહ રાક્ષસને વરી,
પતિવ્રતા અતિ નાજુક સુંદરી  મૃગસુવર્ણ તણા છળથી હરી, ૧૧

સુભટમાં ઘર ઉંઘ સદા કરે  તનુજ શોક કરે જનિતા પરે,
અધરમી ધરમી મળતા રહે  હુકમને સુર તોય અનુસરે, ૧૨

કઠિણ પા'ણુ તરે પણ પાણીમાં  કુશળ વાનર લૌકિક વાણીમાં,
ઇહ ત્રિલોચન–તાપ ચરાચરે  તદપિ અંગ અનંગ ધરી ઠરે, ૧૩

મહી તળાતળને નભ જોડતો  વિકૃતિ મ્હેલ ભરી તપ માંડતો,
મન અનેક ચમત્કૃતિ જો હરે,  સકળ સાથ મળ્યાં નહિ શું કરે. ૧૪

ઝઘઝઘે જરીના જય–વાવટા,  કુસુમ–અંબરની થઈ છે ઘટા;
નૃપ સુચિહ્ન તણા લટકે પટા,  સમયશોભિત હર્મ્ય તણી છટા. ૧૫

શુભ સુગંધિત દિવ્ય ચ'ડી લતા,  મણિપ્રદીપ થતા દિવસે છતા,
ગ્રથિત તોરણ નૌતમ ટોડલે,  છબી નવી લટકે બહુ થાંભલે. ૧૬

ગૃહ અનીતિ–સમિધ્ ભરતાં ઘણી,  કલહની વધતી ગઈ તાપણીઃ
વિપુલ વૈભવ રાજનને તજી  ક્ષણ રહ્યો સ્થિર આંગણમાં હજી. ૧૭

અમર વૃષ્ટિ કરે ફુલ ગંધની,  સકલ સ્વસ્તિ વદે સ્વરમાનિની;
નૃપ પ્રસન્ન થવા સ્વક્રિયા વડે  અતિરથી ઉપરા ઉપરી પડે. ૧૮

કુલપ્રભાવ, સ્વધર્મ, ઉદારતા  ભુજપરાક્રમ સારપ સુજ્ઞતા,
ન ઉપયુક્ત થયાં રઘુનંદને  જગ નમે ઉગતા રવિ ચંદ્રને. ૧૯

ફલિત ને નિજલાભ ભવિષ્યનો  મન મનસ્વી કૃતઘ્ન ધરી જનો,
વિસરતા ઉપકાર, ગુણાવલી,  ગરજ સાકરને મધથી ગળી. ૨૦

હરખથી હસતાં મુખ રાખતા  સદય દષ્ટિ પ્રજાપર નાંખતા
કનક–દંડ કરાગ્ર રમાડતા  ઘડપણે પણ વક્કર પાડતા, ૨૧

ચતુર ચંચળ સાત્વિક નિઃસ્પૃહી,  નૃપરહસ્યક્રિયા મનમાં ગ્રહી,
અચલ નૈષ્ઠિક ભક્તિ બતાવતા  અભયદાન શકે ઇહ આપતા, ૨૨

ધવલકુંતલવિગ્રહ ધારતા, અસુરને પણ આશિષ આપતા,
તપપ્રતાપ અમાપ કરી છતા મુનિ સમાન ગુમાન ગમાવતા, ૨૩

વિજયશ્રીયુત પુત્ર વધાવવા, સવિધિ તાત સમીપ લઈ જવા,
નજર એક ટશે દૃઢ રાખતા નૃપપુરોહિત આંગણમાં હતા. ૨૪

શરપ્રહાર થકી ટપકી ઘણું વસન શોણિત શોણ કરે ઘણું,
કુમુદ રક્ત ઉગ્યું જળ-સેનમાં ગ્રહણ કે શશિનું થયું ભોમમાં, ૨૫

ગ્રથિત અસ્તમને રવિ ને ઘન, ત્યમ જણાય નિશાચરનો તન,
નયનને તનને મનને હરે સતત માયિન મોહ મહા ધરે. ૨૬

હય મદોન્મતને ચમકાવતો નયન આપ્તપ્રજાપર નાંખતો,
સ્વજન-વત્સલ ને વચને મિઠો ગુરુજને સુત ગર્વભર્યો દીઠો. ૨૭

અભય ચંચળ-વૃત્તિ પ્રમોહ ને વિનય ઉદ્ધતતા ભય ક્રોધ ને
શરમ સંયમ મત્સર માન ને, સુજનતા મદ રાગ વિરાગ ને, ૨૮

હરખ શોક ઉદાસીનતા અને, ધીરજ પ્રેમ દયા જડ ભાવ ને,
મન વિકાર પ્રચાર કરી બધે તનુજના પગલે પગલે વધે. ૨૯

અકલ આકૃતિ ઇંગિત જોઈને પરખતા અરિની મનવૃત્તિને,
નસમજે નિજ તે મનની દશા અનુચરો સુતજાળ વિષે ફસ્યા. ૩૦

નયનથી જળનાં ટપકાં પડે, દ્રુય ખભા પર મસ્તક આથડે,
હૃદયમાં ધબકાર પડે ઘણા, વદન બાળ સમાન દયામણાં, ૩૧

નિકળતી ગિર ગદ્દગદ કંઠથી વપુ ધ્રુજે જયમ પૌષિક શૈત્યથી,
હરખની વ્યથ આમ કરે શકે વરસ શું ભજવે નિજ ભાવ કે, ૩૨

ચમકતા ભ્રમિતાત્મ બની લવે, હૃદયશૂન્ય થઈ ચખ ફેરવે,
હૃદયભાવ હતા ન થતા છતા ચમક કે જડતા લય શૂન્યતા, ૩૩

હૃદય મધ્ય નિરંતર રાજતા, અમૃતરૂપ સમા શમ આપતા,
જનમ-ધારણ-કારણ નિર્ખતા સ્થવિર તો અડધાં અડધાં થતાં. ૩૪

જયમ સમીપ ગયો સુત મ્હેલની ત્યમ વધ્યો જયકાર તણો ધ્વનિ,
ગુરુ અમાત્ય પ્રધાન થયા જમા સહુ કહે બહુ વાર "ખમા ખમા." ૩૫

સમજતો જયમ હોય ઇસારતે અગર ઓળખતો ઘર હોય તે,
જયશબ્દ શ્રુણી સમજી જઈ હય ઉભો ઝટ યોગ્યસ્થળે જઈ. ૩૬

શમ સજી, રણઘોરક્રિયા તજી, ભ્રમ તજી, અભિમાન મહા ભજી,
ચપળ તોપણ ધીરજતા ગ્રહી, અડગ અશ્વ ઉભો નૃપનો અહીં. ૩૭

જળ વિષે પ્રસરે બહુધા ઘરો ત્યમ વધ્યો અહી માણસ આવરો,
તદપિ ચિત્ત ચળે નહિ અશ્વનુ, સકલ હોય મહાન મહાનનું. ૩૮

વિજયથી નવરક્ત દિસે ભરી, નમિત સૃષ્ટિ–ધુરંધરને ધરી,
ચકિત યુદ્ધ ભયાનકતા સ્મરી, મુદિત માન મહોત્સવમાં ફરી. ૩૯

નિરખતો ગુરુને નયણે નર્યાં પગવડે નથી આળખતો ધરા,
ક્ષય થયો હયનો જયમાં શકે ત્યમ ઠર્યો નિજ ગૌરવને છકે. ૪૦

"જય નૃપાત્મજ! જીવ ચિરં પ્રભો! સતત સાચવજે યશ ને વભો;
અખૂટ રો' ધનધાન્ય તણો વરી." ભટ કહે પણ આશિષઅક્ષરો. ૪૧

કર લગામ ગ્રહી જમણા વડે શરીર તોળી ધર્યો પગ પેંગડે,
અકથ સ્વસ્તિશુભાક્ષર સાંભળી હયથકી ઉતર્યો હળવે બળી. ૪૨

ન ઉતર્યો ધરતીતળભાર શું ? ન ઉતર્યો નૃપનો મદનાદ શું ?
ન ઉતર્યો શ્રમ શું રઘુનંદનો ? ન ઉતર્યો કલમ શું સ્વર લોકનો ? ૪૩

વિજયહાર વિહાર કરે ગળે, નમન તે ગુરુને કરતાં મળે,
ખબર સેવક મિત્ર સગાં તણી ઉમળકે પુછતો રણઅગ્રણી. ૪૪

દૃઢ તપોબળને બતલાવતું, પુનિત અક્ષત કાય જણાવતું,
સદન-દ્વાર દિસે રળિયામણું, વિજયશ્રીસરિતા તણું આવણું; ૪૫

અનુચરો સહ વાસ સદા થતાં પરિચયે જયમ અફ્લ પામતાં,
અરડવાં પર નૃત્ય સુખે કરે, નૃપ-પ્રસૂતિ પ્રસૂન સમી ધરે. ૪૬

તુહિનથી પણ ઉજ્જવલ કન્યકા, મલવિહીન નિશાચરબાલિકા,
હરખથી નિજભ્રાત વધાવવા, વિજય-પઠ્ઠણ નૌતમ પામવા. ૪૭

નયન નિશ્ચલ ને કર પાથરી, વલયનો રણકો કરતી જરી,
મલપતા મુખથી વચમાં ઠરી, રવિ-પ્રિયા શચી નાગણ કે પરી. ૪૮

"નહિ જવા દઉં દાણ વિના દીધે, અધિક કિમ્મત દ્યો જયને લીધે,"
વચન એમ વદી પથ આંતરે, નહિ સુરારિ થકી અબલા ડરે! ૪૯

દશદિશે દશ જંત્ર-શળી ધરી, ત્રિવિધિતાપ બધા અળગા કરી,
ચલ પનોતી, પદાબ્જથી નિર્મળા, ચગદતી, લઈ સર્વ અલાબલા. ૫૦

સજળ શ્રીફળ લક્ષ ધરતાં કુસુમબાણ થકી દિલ ઘેરતાં,
શકુનશબ્દ વદી નયણે ભરી નિરખતી પ્રિય બંધુ ફરી ફરી; ૫૧

ઉમળકે કરતી ઝટ આરતી, ભય કુબુદ્ધિનું સદ્ય નિવારતી,
અજરબુટીનીં મંત્રિત માળને અરપતી તિલડી કરીં ગાલને. ૫૨

તિલક ભાલ કરી કરઅંગુઠે, સુભટને પકડ્યો કુમળી મૂઠે;
લઈ અમૂલક દાપુ દીધો જવા, અનુભવ્યા મૃદુ ભાવ અવાનવા. ૫૩

સઉ સમીપ કરાકુલી ધારતો, વિજયશબ્દ મહા લલકારતો,
અકલ દેવ–પ્રતાપ બતાવતો અટપટા પથકોષ્ટ વટાવતો, ૫૪

નમિત કિંકર ગૌરવ ધારતો, નિયમમાં જનમંડળ રાખતો,
નૃપ સમીપ પ્રવેશ કરાવતાં મન ગમ્યો સહુને પ્રતિહાર ત્યાં. ૫૫

ઉતરતાં નવ ખંડ હિમાલય વન ગુહા લઘુ દીર્ઘ જલાશય,
મન ધરી ન પરિક્રમઆપદા જનકના પદ એ ભજવા સદા, ૫૬

દ્રય કરામ્બુજ કાર્તિક જોડતાં વિજય-લાજ–જળે વપુ બોળતાં,
નમિત શંકર સન્મુખ શું ઠર્યો અગર રાવણપુત્ર જયે ભર્યો. ૫૭

સકલ અંગ ધરા પર ઢાળતાં સ્ફટિકમાં વદનાબ્જ નિહાળતાં,
નવ ગણે લગીરે અસિઘાતને નમન એ કરતો જવ તાતને. ૫૮

સ્મૃતિ થઈ નિજ ઘોર ક્રિયાતણી અગર છાય પડી નૃપની ઘણી,
વિનય કે રઘુનાથથકી ભણી સ્તિમિતદૃષ્ટિ ઉભો યશનો ધણી. ૫૯

મુદિત આનનમાં પરખી વ્યથા વિષમ યુદ્ધતણી કળતો કથા,
અહિ-દશાસ્ય બળે બહુ ક્રોધથી, જનક વ્યાકુળ આત્મજ-દુઃખથી. ૬૦

સકલ રાજસભાસદમંડળ શશિ અમાસદિને ત્સમ નિષ્કલ;
જ્યમ ચઢ્યું ઘન મત્સરવાદળ, શરમવારિ–નિમગ્ન થયું બળ. ૬૧

પણ વધ્યો નૃપ ગર્વ, મદે, ભર્યો "જનકને સુદ વૃદ્ધવયે ધર્યો;
"અરથ આવ્યું કયું જનવત્સલ! સુબલ કે છલ કે કલ અકલ? ૬૨

ક્ષત પડ્યા બહુ કોમલ અંગમાં તદપિ પુત્ર જણાય ઉમંગમાં,
વિજય–શ્રી પરણ્યો રણરંગમાં તદપિ છે ઘરના શુભ ઢંગમાં. ૬૩

વિપુલ રક્ત તણાં ટપકાં પડે, બળ અને શ્રમ બે વપુમાં લઢે,
મનન ચિત્ત કરે નવરાશનું વિજયનું ફળ, વૈભવ, વીરનું. ૬૪




હૃદય આકરષે મન માતનું, વદન આકરષે મુખ ભ્રાતનું,
ચરણ આકરષે તળપાટનું, ઘટિત મિલન ચુંબક લોહનું. ૬૫

ક્ષણ વિરામ અહ્યા!નહિ તે લીધો, અમૃતનો ઘુટડો ન મુખે ભર્યો,
હજુ ન મુક્ત થયો રણવેશથી, અશન અન્ન અઘોળ કર્યું નથી; ૬૬

તદપિ વાત કહે સુત! સામટી, જય થતાં સઉ ધૈર્ય ગયું ઘટી;
સુભટથી શ્રુણવા જય વાતને સુભટ ધીર અધીર સદા બને. ૬૭

મથન યુદ્ધ–મહાજળનું કરી, વિષમ બાણ વિષે વિષને ધરી,
રહિતજીવ કર્યો સુખનો અરિ, સુભગ સીત સતી સુત! તેં કરી. ૬૮

રઘુકુમાર ફસ્યો સ્મરપાશમાં, તનય! મુક્ત કર્યો રણવાસમાં;
સદય, નિર્દય શત્રુ છતાં, થયો, તુજ શરે સ્વર્ પામર સંચર્યો. ૬૯

જરૂર દુઃખ કરી ભસ એ ગયો; શ્રમિત તું પ્રતિઅંગવિષે થયો;
જરી સુખાસનમાં ઉપવિષ્ટ થા, સુભટને કથવા જયની કથા.” ૭૦

(મંદાક્રાન્તા વૃત્ત.)

વાણીવેશ્યા અધમ રસના પાસથી મિષ્ટ પૂરી,
મો'ટાં ના'નાં અવયવ વિષે યોગ્યતા ના અધુરી,
અંગે અંગે મદમુદ વહે અંતરે ઝેર ભારી,
તેથી નમ્રા, નૃપસદસમાં, અર્પતો ધિક્! સુરારિ. ૭૧

**તેરમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ચૌદમો.

## સુલોચનાસ્વરૂપ તથા ગૃહ-કૃતિવર્ણન.

( વંશસ્થ વૃત્ત. )

કહી ઘરે તેમ સુવર્તમાન ને સભાથકી લેઈ અભીષ્ટ માનને,
ચઢાવતો એ યશપુષ્પ કાળને, ન વીર મ્હોડો જણવે ગુમાનને. ૧

પડ્યો ઘણો ભાર ત્રિલોક આગલ, બની રહ્યો લંક વિષે અનર્ગલ;
નમે બધા તોય નમિત થાય છે, સદૈવ ભારે ક્ષમ નમ્ર હોય છે. ૨

રજા જવાની લઈ અર્ધયામમાં જવા કરે દેવરિપુ સ્વધામમાં,
ન વીર આજ્ઞાવિણ સ્વલ્પ સંચરે બળી કરી મ્હાવતનું કહ્યું કરે. ૩

ખરેખરા નૌતમ દિવ્ય ધામને અપૂર્વ શોભા, જયમ સૂર્ય આભને,
દઈ, ઉભી વાટ જુવે વિલાસિની સમુદ્રકાજે અથવા તરંગિણી. ૪

અવર્ણ્ય લાવણ્ય તણા સરોવરે સ્થલે સ્થલે યૌવન–પદ્મ વિસ્તરે,
ક્ષણે ક્ષણે રંગ નવા નવા ધરે, રુઝાવવા ઘા ભટના રચ્યું સ્મરે. ૫

હશે મણિ કે શશિ સૂર્ય આંખડી ગુલાબની કોમળ ફુલ પાંખડી,
હશે પડ્યાં ખંજન વેલજાળમાં સરોજ એ રાજિત એક પદ્મમાં. ૬

અનિષ્ટ સંગ્રામ તણા પ્રસંગથી શરીર કિંવા ભુખરૂ વિયોગથી,
કદાપિ તેથી શિવ પદ્મિણી લહી ઉગ્યો લલાટે શશિ દીપ્ત વિગ્રહી.* ૭

મયૂર નાસાપર નૃત્ય માંડતાં કપોળમાં ચુંબનચિહ્ન ચ્હોડતાં,
નિહાળતો અંતરશુદ્ધિ છિદ્રથી, જડેલ વાળી અથવા સુરત્નથી. ૮

સુપુત્ર રૂપી ફળ મિષ્ટ આપવા ઉગી રહ્યો ચંપક હેમ છોડ વા;
ફુટેલ ત્યાંથી અધરોષ્ટ કુંપળી, વસંતદેહે સ્મરની પ્રિયસ્થળી. ૯

નરી ભુરી ચિબુક મધ્ય તિલડી સ્મરે શમાવા રતિગર્વ શું જડી;
દશાસ્યના ઉત્તર ક્ષીણ કાળમાં ઉગી રહ્યો શું ધ્રુવ સ્વચ્છ આભમાં. ૧૦

ઉંચી કરે ઉજ્જવલ સૂક્ષ્મ ડોકને નિહાળવા પ્રીતમ આવતો કને,
સુલોચનાના મણિહાર તે પળે ગળે લળે કુંકુમ સાથિયા તળે. ૧૧

---

* પતિના વિયોગથી સુલોચનાનું શરીર ભુખરૂ થવાથી તેને શિવ જાણી કપાળમાં ચંદ્ર ઉગ્યો; તે કંઇ ચાંલ્લો નથી.

બળી જતાં શંભુતણા પ્રકોપથી ઉગારવા કિંચિત્ જીવ દાહથી
સમર્થ રક્ષા કરવા ત્રિલોકમાં ન અન્ય જાણી મતિહીન શોકમાં, ૧૨

ન ઈશિનો ઘા અબળા વિષે ઘટે છુપાય તેથી પ્રમદાસ્તનો તટે;
તથાપિ ત્યાં માર પડ્યે વિલાસમાં અનંગ વિશ્રામ કરે સુબાહુમાં; ૧૩

રહ્યો અહીંયે સખનો જરા નહિ; અગમ્ય કન્યા હૃદયે ત્વરા વહી
રુવે રુવે નૂતન-વહ્નિને ધરે; ન પ્રાણથી પ્રકૃતિ દૂર સંચરે; ૧૪

શકે ભરાયો જ્વર આણતો અહિ સુલોચનાએ સમજી, નવગ્રહી
મયૂરનાં પિચ્છ સમી મનોહરી કરે સજી શું કરવા વ્યથા પરી? ૧૫

અનંગ કાંડે ઉતરે હજી પણ, વધ્યાં ત્રિયામાં ભયને વિમાસણ,
સદ્દૂર તેનું કરવા કુલક્ષણ સુદર્શનાકાર ધરેલ કંકણ; ૧૬

અછેદ્ય આત્મા પણ છિન્ન આ થયો ગણી પ્રકંપી મનમાં ઘણો ગયો,
ન અન્ય જાણી સ્થળ ભોમ વ્યોમમાં, ગયો છુપાઈ લલનાનખાગ્રમાં * ૧૭

વિલાસિનીની પતિસંગ પ્રીતડી ક્ષણે ક્ષણે આ સમયે વધી પડી,
વિશાળ વક્ષસ્થળમધ્ય વિસ્તરી ધરી સ્તનોનું રૂપ બ્હાર નિઃસરી.૧૮

સમગ્ર પૃથ્વી શિર તાતં† ધારતા શિખેલ તે બાળપણે ઉદારતા;
શરીરના નાજુકડા પ્રમાણમાં ત્રિયા ધરે બે ગિરિ અગ્રભાગમાં.૧૯

ત્રિલોક જીતી લઉં એકલો પણ વસંતમિત્રે દૃઢ એ લઈ પણ,
અનન્ય બે દુર્ગ ઘડ્યા અવાનવા શરૌઘ ત્યાંથી યતિસૈન્ય મારવા. ૨૦

સુરારિ ચિંતામણિ કે સુરાગ્રણી, સમર્થ કે કલ્પલતા તણો ધણી,
કરાગ્રથી સ્પર્ષ કર્યે પ્રમોદમાં, અકાળ તેથી ફળ આમ્રવેલમાં. ૨૧

તુષારથી વેષ્ટિત હેમકૂટની વૃથા પ્રભા સ્હેજ કરે મૃદુસ્તની;
ભલે ફરે મૂર્ખ કરી ગુમાનમાં ન કુંભ આવે સ્તનના પ્રમાણમાં.૨૨

---

* કામદેવ શંકરનો અપરાધ કરી, અબળા ઉપર પ્રભુ ઘા નહિ કરે એમ જાણી, સ્ત્રીઓના સ્તનમાં છુપાયો; પણ ત્યાં તેને માર પડવાથી તે હાથમાં ગયો પણ તેના જ્વરથી ( કામજ્વરથી ) સ્ત્રીએ નવગ્રહ બાંધ્યુ, જેથી એ કામરૂપી સાપ તેને મયૂર જાણીને સુલોચનાને કાંડે ઉતર્યો; ત્યાં પણ સુલોચનાએ તો સુદર્શન જેવાં કંકણ ધારણ કર્યા તેથી કંઈ રસ્તો ન જડવાથી છેવટે તે તેના નખમાં ભરાઈ ગયો.

† તાત-સુલોચનાના પિતા શેષનાગ.

અશાંતિ મિઠો ઉદરાબ્ધિ આદરે, સ્તનો રૂપી ત્યાં કલહંસ બે ફરે;
ફરે જલાવર્ત જનો ડુબાવવા સુનિમ્ન કહ્લાર સમાન નાભિ વા. ૨૩

વિલાસનું ભવ્ય અને મનોહર સ્મરે રચ્યું છે વસવાનું મંદિર;
ચણ્યા તળેથી કુમળા રજોમય વિચિત્ર પાયા પ્રમદાપદદ્વય. ૨૪

તળે ધર્યાં આરસ લાલ કોમળ, જડેલ હીરાકણથી તટસ્થળ,
સુવર્ણ-ગારે ઉપભૂમિકા ભરી, ત્રિલોકનો નાથ શકે ન શું કરી. ૨૫

રમાથકી તેજ અવર્ણનીય છે, છડી છબીલી છબી દર્શનીય છે;
વિશુદ્ધ નીલાંબર રે' મળીલળી, ઝબૂકતી શું નભ મધ્ય વીજળી. ૨૬

અનંત કન્યા નવરંગ ધારતી, પ્રસૂન કિંશુક ફળે પ્રભાવતી,
વિતર્ક-પક્ષીજનને જગાડતી, વસંત આવી જયમ દેહ ધારતી. ૨૭

ચઢાવવા પ્રેમપવિત્ર વેલને ગભીર મ્હાસાગર ભવ્ય નાથને,
સમીપ જાતાં ભરજોબને ભરી ઠરી નદી શું વપુ માનુષી ધરી! ૨૮

ધરી ઉંચો દક્ષિણ બાહુ ટોડલે, અગમ્ય આનંદ દબાવતી બળે,
અધીરતાએ ભભકે મૃગેક્ષણી, ઉભી રહી વાટ જુવે ઘણી ઘણી. ૨૯

મહોત્સવે ગમ્મત ખાનપાનની કરે તયારી લલના વિરામની,
લઈ અટોપી સહુકામ સત્ત્વર; પતિપ્રિયા શું ન કરે મળ્યે વર. ૩૦

મહાન ચિંતા પણ તે જતી રહી, વિટંબના નામ હવે રહી નહિ;
ઉડી ગયાં દૈન્ય વ્યથા જરે જર, વિયોગનો માત્ર રહ્યો તને જ્વર. ૩૧

ક્ષણે ક્ષણે વેળ સમાન વાધતી, નવા નવા રંગ તરંગ ધારતી,
સુલોચનાની સઉ હાંસ પૂરવા ગૃહેશ ચાલ્યો ગૃહિણી લડાવવા. ૩૨

દીઠો યદા સન્મુખ નાથ આવતાં અધીરણીનું ગયું સર્વ ધૈર્ય ત્યાં,
રહ્યું ન હાથે મન, હાથવેંતમાં કુદી પડી નાથતણા કરાબ્જમાં. ૩૩

ભલે રસજ્ઞો રસ-તર્કમાં વહે, ન પાર આ સ્નેહ-સમુદ્રનો લહે;
ન દંપતીની ઉપમા, ન મોદની; અનુભવે સિદ્ધ કસોટી પ્રેમની. ૩૪

દિગંતમાં સન્મતિ-શત્રુનો જય, રણાઙ્ગણે વાસવ-શત્રુનો જય,
ત્રિયામને તામસ-શત્રુનો જય, થયો ગૃહે શંકર-શત્રુનો જય. ૩૫

પતિ પ્રિયાનાં સમ સ્નેહ ને વય કરાવતાં ચુંબન ગાઢ નિર્દય;
વદી શકે બોલ ન ચિત્ર આ દ્વય, શકે થયાં યોગસમાધિમાં લય. ૩૬

સુકેશવેણી શ્લથ, ગાત્ર નિર્મળ, પ્રસક્ત ધારાસર હર્ષનાં જળ
વહ્યાં ઘણાં, સ્નેહ સમુદ્ર વાધતાં, ટગૂમગૂ જોઈ રહે દબાવતાં. ૩૭

હતી કરેલી પ્રિય વસ્તુઓ સ્મરે, ન એક તોયે રસિલાં અહીં સ્મરે;
સહર્ષ બે પ્રેમસમુદ્રમાં તરે; અભેદ થાતાં ઉપચાર શું કરે! ૩૮

ઉપાડ્રમાં લાજ બધી કરી પરી વિલીન નારાયણ અંકમાં પરી,
થઈ રહી તેમ વિવેકને તજી; ન પ્રીતિ લજ્જા ક્ષણ વાર રે' સજી. ૩૯

ફળી નિરાશા સુખની ધરી ફળી, સમૂળ ચિંતાવિષવલ્લી જ્યાં બળી,
વિવિક્તસ્થાને નવરાશ જ્યાં મળી, સતી તણી પ્રીતિ રહે ન ત્યાં ખળી. ૪૦

લઈ જઈ દિવ્ય વિવિક્ત સ્થાનમાં, ભરાઈ પક્ષીસમ કંથ કક્ષમાં;
ક્ષણે ક્ષણે પ્રશ્ન પુછે મનોહરા, કરે અવિચ્છિન્ન અખંડ શર્ભરા. ૪૧

સકોમળી કોમળ હાથ ફેરવી, સ'વાણ માટે કરી પૂર્ણ પેરવી,
ઘસે સુધા–ચન્દન સર્વ ગાત્રમાં, હઠે ધરે ઔષધ તોયપાત્રમાં. ૪૨

ક્ષતેક્ષતો બારિક દૃષ્ટિથી જુવે, કરામ્બુજે કસ્તર રક્તને ધુવે;
ઠરેલ રાખે સતી કાળજી ઘણી, કદાચ દુઃખાય ત્રિલોકનો મણિ. ૪૩

કરે કરેછે ચતુરાઈથી પટી, પડી ન ત્યાં સેવક વૈદ્ય ઓપટી;
સમીર ઢોળે મૃદુ ઓષ્ટથી ત્રિયા, પ્રિયા કરેછે પતિકાજ સત્ક્રિયા. ૪૪

યદા ખરો ઘા નિરખે નિતંબિની વધે તદા કંપ અને ભયધ્વનિ,
તથાપિ ત્યાં દિવ્ય વિલેપ ચોળતી, પતિવ્યથા સ્નેહસમુદ્ર બોળતી. ૪૫

ઉતારવા સત્વર યુદ્ધનો શ્રમ સુગાઢ આલિંગન દે, લઈ કલમ;
રમાડવા હાવ રુડા જમાવતી, ગિરા વદી મિષ્ટ રુજા વિસારતી. ૪૬

બરાસ ને સાકર, દૂધ, તેલથી, દહીં સુગંધી ઉપચારથી મથી,
સુવર્ણપાટે પધરાવતી પતિ સુરારિને સ્નાન કરાવતી સતી. ૪૭

રૂમાલથી નૌતમ અંગ લૂછતી, દુકૂલ દેહે પ્રમદા સજાવતી,
સદર્પ જોતી પતિ શેષ–બાલિકા, વિપત્તિકાળે સુખની પ્રનાળિકા. ૪૮

મંદારનો શેખર, શાલ બેવડી, ધરે સમીપે નવરત્ન પાવડી;
પ્રિયા પછી દક્ષિણ બાહુ ઝાલતી વિવાહપાટે પતિ શું ચઢાવતી? ૪૯

પદાબ્જથી રંજિત ચારૂ ચોકમાં પ્રિયા ભરાતી યુવરાજ સોડમાં;
વિલોલ નેત્રે સ્ફટિકે ફરીફરી, જુએ જડેલાં પ્રતિબિંબ સુંદરી. ૫૦

પદે પદે હર્ષ અતોલ વાધતાં જરા રહ્યું છે હૃદયાબ્જ ફાટતાં;
પ્રફુલ્લ અંભોરૂહ, ચંદ્ર કે મુખ? અહો! કળાએ ક્યમ આજનું મુખ? ૫૧

વિયોગ કાળે નિકળી ગઈ હુશ ક્રિયા પ્રિયા તેમ કરે નિરંકુશ;
વદે હશી મત્ત થએલ લાડમાં, શકે રમેછે ચપળા અષાઢમાં. ૫૨

ગુલાબ શા'બી નિશગંધ જાવના, જુઈ, ચમેલી, બટબોગરા તણા,
સુગાઢ ઢાંક્યા ચક ગોખ બારણે, રમાડવા વલ્લભ પ્રાણ–પારણે. ૫૩

અનંગબાણાવલી દેહ ધારતી, ઉછાંછળી શ્રી રતિ મંદિરે જતી,
દઈ વધાવો ઝડપી લઈ પતિ જડે નિજાગે સ્તન-કીલથી સતી. ૫૪

અવાંનવાં ભોજન મિષ્ટ ભામિની ક્ષુધા શમાવા કમનીય સ્વામિની,
રસોઈ ઉત્સાહ ભરી કરાવતી, મરી મટેછે પતિ કારણે સતી. ૫૫

સુવર્ણના થાળ ભરી કૃષોદરી સુવર્ણઝારી જળની રહી ધરી,
ચખાડતી મિષ્ટ પદાર્થ લાડણી, શશાઙ્કને જેમ વિશુદ્ધ રોહિણી. ૫૬

"ક્ષુધાર્તછો;આ નવ ચીજ મેં કરી, લગાર મારા સમ લ્યો; નડે નહિ."
વદી વદી એમ કરે ઘણી હઠ, પરાસ્ત થાએ સુર સંત કે શઠ. ૫૭

કરે પ્રિયા કૌતુક રમ્ય નૂતન, હસી હસાવી પતિનું હરે મન;
પછી જુવે સુંદર કોડથી પતિ, યદા સુધાનો ઘુટડો ભરાવતી. ૫૮

અનેક રીતે પતિને ખુશી કરી, મુખામ્બુજે તાંબુલ આપતાં ઠરી;
ન હાવ કે ભાવ થકી રહે પરી, સુધન્ય જેને ઘર સ્નિગ્ધ સુંદરી. ૫૯

પછી મિતાહાર કરી મદાલસા, સ્ફુરાવતી અંતર સે'જલાલસા;
વિકાસ પામી બમણી અહીં સતા; મહાપ્રભા યોગ્ય સ્થળે થતી છતી. ૬૦

મણિ-પ્રદીપો રમણીય આયના ધરે ન કોની તલભાર આયના,
સ્થળે સ્થળે તે લટકી રહ્યા ઘણા, ન કામ–ઉત્તેજનમાં રહી મણા. ૬૧

તળાઈમાં રેશમ તૂલ કોમળ, રચી રૂડી ચાદર ગૌર નિર્મળ;
નવાભ્ર જેવાં ઉશીકાં પ્રસૂનનાં, વિરામનાં સ્થાનક ઉત્તમાંગનાં. ૬૨

કુલ્હેર કલ્હાર શિરીષ મેળવી ભરી, કૃષાંગી, બકુલો તણી નવી,
પ્રસારતી મચ્છરદાની-જાળને, ફસાવવા ચંચળ મત્સ્યકેતુને. ૬૩

કરાવતી ચુંબન હાંસનીભરી શરીરયષ્ટિ પતિબાહુમાં ધરી,
વિચિત્ર ચેષ્ટા કરતી મૃગેક્ષણી, નિરંકુશા શું પ્રભુ પાસ રૂકિમણી? ૬૪

( દ્રુતવિલંબિત વૃત્ત. )

હૃદયવલ્લભપ્રીતમ સંગમાં સુરત ગમ્મત થાય ઉમંગમાં,
વરવધૂ દ્વય મગ્ન સુરંગમાં, વિસરતાં મતિ પ્રેમ-તરંગમાં. ૬૫

વિરહ વ્યાધિ વિવેક ત્રપા લઈ, ચપળ કાળ ગયો લયને દઈ;
જય કરી રમતા પતિ કેસરી નિકટ, સિંહણ રે' કયમ પાંશરી. ૬૬

નયન કેશ અને સ્તન ગાલને ઝઘન નાભિ તથા અધરોષ્ટને,
મૃદુ કલેવર ને મુખ ચાખવે, સુનયના નવલા રસથી દ્રવે. ૬૭

કમલ કેસર આમ્ર ગુલાબને સરસ કેળ, શિરીષ–પ્રરોહને,
લલિતચંપકદામ વસંતિકા અસુર લેઈ હરે સ્મરવાટિકા. ૬૮

**ચૌદમો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ પંદરમો.

## અશોક તથા ઋતુવર્ણન.

( દ્રુતવિલંબિત વૃત્ત )

નવલ કોટ અશોક તણો કર્યો, પથ નર્યો ચૂતમંજરીથી ભર્યો;
મુદિત આમ્ર મળ્યે નવ માધવી; પતિ વિના ન ઠરે ક્ષણ સાધવી. ૧

મદન–દુંદુભિને વજડાવતી, શકુનના સ્વર કોકિલ કાઢતી,
અતિ વિરૂપ હરે પણ ચિત્તને, મધુર વેણ કરે વશ લોકને. ૨

ભ્રમરવૃંદ કરી મધુ–પાનને ગણણ આચરતા મૃદુ ગાનને,
પથિકને પણ સ્વાગત આપતા, પરમ ભૂતલસ્વર્ગ બતાવતા. ૩

મકરકેતુ તણા શરની શકે પણછ રમ્ય થઈ ફરતાં છકે,
ભ્રમર ગર્વ હરી તરૂણીતણો ઇહ નિરંકુશ શોર કરે ઘણો. ૪

પૃથુ કદંબ ઉગ્યાં કર વિસ્તરી, બકુલહાર રુડી વચમાં ઠરી,
સુઘડ સારસ દ્વંદ્વ હરે ફરે, રમત ખંજન ભીતિ વિના કરે. ૫

રતિ કબૂતર સંતત આદરે, શરમહીણ મયૂર કળા કરે;
પ્રલપતાં કલ પોપટ પોપટી, હૃદયશોક જતો જનનો સટી. ૬

ઝુકી રહી ચહુપાસ લીલોતરી, હરણ બાળ જતાં સઘળી ચરી;
ધવલ હંસસમૂહ અહીં ચરે, હરિણ ભીતિ વિના ફરતાં ફરે. ૭

સરસ કાચ સમી જળદીર્ઘિકા, રસિકની રતિની પ્રિયદર્શિકા;
શશિ દિવાકર-કાન્ત તટે જડ્યા, સ્ફટિક આરસ શંખ બધે પડ્યા. ૮

જળ વિષે જળપંકજ બ્હેકતાં, સ્થળગુલાબ સુગંધિત લ્હેકતાં;
બહુ લચ્યાં લુમખાં નવ દ્રાક્ષનાં, કુસુદ તોરણ જેમ ગવાક્ષનાં. ૯

જુઈ મનોહર બાવલ ફાલતી, ખરુ ધરે નવ જોબન માલતી;
વિવિધ રંગધરી ગુલદાવદી, જયમ ગૃહાંગણમાં ગણિકા ખડી. ૧૦

સુખડ કેસર બિલ્વ રતાંજળી, રસિકને ધરતાં પ્રણયાંજલી;
તરૂ પલાશ તણાં ફુલથી ભર્યાં, રવિમુખી રવિસન્મુખ વિસ્તર્યાં. ૧૧

નિપુણતા શ્વસુરે* મસ વાપરી સ્થિર કર્યા જળજંત્ર તણા કરી;†
ઇહ રહી પ્રભુની સરવે લીલા, વરણવ્યે વિધિ શેષ થશે વ્હીલા. ૧૨

કઠિણતા પથની પગને નડે સમજી પલ્લવ શું પથમાં પડે,
તરૂ મળી ઘન ચંદરવો કરી, રવિતણા કરનું બળ લે હરી. ૧૩

કુસુમવૃષ્ટિ અનાહત થાય છે સુર થકી કદી પાદ્ય અપાય છે,
શિવઉપાસકને અરિ જાણતો, કુસુમધન્વન કે શર મારતો. ૧૪

બહિર અંતરિયાલ રમે લતા, નવલ મંડપ અંદર ખૂલતા;
બહુ રચ્યા તરુની કરતાં ઘટા રસિકને મળવા અનુકૂળતા. ૧૫

સ્મરશિલાપર પુષ્પપથારીએ છટ ભરી મણિ કુંદ હઝારીએ,
ઉશીરનું પણ પંજર રોપતાં મદનને જન શું ઇહ રોકતાં. ૧૬

ગિરિ નદી વન કૃત્રિમ છે રચ્યાં, તરુ તમાલ બદામ ઘણાં લચ્યાં;
કુસુમિતા બરૂ વેતસની ગલી, અહિ સમી હિમમંદિરને મળી. ૧૭

કુસુમનાં ચકુ વિંજન પારણાં, કુસુમ હાર અને ગજરા ઘણા;
કુસુમના કુમળા ચણિયા ઢળે, કુસુમ શેખર વેણી સ્થળે સ્થળે. ૧૮

અજિત સૂર્ય બને ઇહ કિંકર, દઈ પ્રકાશ હરે સ્મરનો જ્વર;
વિજનતા કરતી ભય-ભર્ત્સના, પણ થતી મુદિતેન્દ્રિય મૂર્છના. ૧૯

---

* શ્વસુર—રાવણનો સસરો મયદાનવ. † કરી=હાથી.

સમીર મંદ સુગંધિત શીતલ વરસતો કણસીકર નીર્મળ,
સુર અશોક અશોક સદા સ્મરે, નવ રચી રચના રસિલે સ્મરે. ૨૦

સગીર ખાંપણ ખોડ રહી નથી, સગિર મ્હેલ ભગીરથ યત્નથી,
નવલ કુંદન ઈંટ થકી ચણ્યો, ઝળઝળાટ હીરાકણથી બન્યો. ૨૧

મણિ–પ્રદીપ ગૃહાંગણમાં દ્વય સ્તિમિત વિદ્યુતઅંકસ્તનંધય,*
જડિત તોરણ શાં લટકી રહ્યાં તિમિરનાશક સો શશિનાં કર્યાં. ૨૨

ભરતથી દ્વયસાખ રુડી ભરી, ઉમરભૂમિ જવાહિરથી ભરી,
કનક દ્વાર, સુદર્શન શાં કડાં, વિરલ કોતરકામ કર્યાં ખડાં. ૨૩

રતિવિલાસ ભડે ચિતર્યાં ઘણા મનવિકાર વધે નિરખી ઘણા,
છટ વિષે પ્રતિબિંબ જણાય છે, નજર પ્રેક્ષકની નજરાય છે. ૨૪

સુખડની ફરતી અધિરોહિણી જ્યમ વહે જલ ઉર્ધ્વે તરંગિણી,
નવવધૂ લટકે વપુ વાળતી, રમણમોહક યુક્તિ બતાવતી. ૨૫

ઝઝુમતા ઝરૂખા મસ બારણે લટકતા નભમાં વણ ધારણે;
ચપલ ચક્ષુ ગવાક્ષ થકી ઠરે, અકથ રાગ વિરાગવિષે કરે. ૨૬

કનકવા નભ મધ્ય તરાવવા, હૃદય સ્નેહસમુદ્ર તરાવવા,
વિજનમાં વરનાં મન ચોરવા ઇહ અલિંદ રચેલ અવાનવા. ૨૭

ફુલ ચઢાઈ ચઢી કંઈ વેલડી, તરૂઘટા રમતી અલબેલડી;
ફડફડે મકરધ્વજની ધ્વજા, ભવનમધ્ય રહી જનકાત્મજા. ૨૮

અતિ પવિત્ર સુકર્મ કર્યું હશે, તપ મહા ચિરકાળ ધર્યું હશે,
વપુ વહે ફલમાં સુખના ઝરા, જરુર ધન્ય તને ઇહની ધરા, ૨૯

અગર વૈભવ આ ત્રણલોકનો નવ ઘટે, વસતા જહી દુર્જનો,
પતિતપાવન રાઘવસુંદરી, સતત ષડ્ ઋતુ રે' મદની ભરી. ૩૦

વિરહને હરવી રવિ રાખતી, સકલ વસ્તુ જલે ન્હવરાવતી,
પય ધરે પય સાથ પયોધરે† ઋતુ રમે વરષા જમણે કરે. ૩૧

જવ રમે રતિ વ્યોમપલંગમાં, રમણ અભ્રસમેત ઉમંગમાં,
ચમકતી ચપળા સતીને હસે; સરવ પાટુ પડ્યા પર મારશે. ૩૨

---

* સ્તનંધય=છોકરું.

† સ્તનમાં દૂધ ધરીને (સ્ત્રીઓને ગર્ભવતી કરીને) વાદળામાં પાણી ધરે છે.

ઝુકી રહી ચહુપાસ લીલોતરી, હરણુ બાળ જતાં સઘળી ચરી;
ધવલ હંસસમૂહ અહીં ચરે, હરિણુ ભીતિ વિના ફરતાં ફરે. ૭

સરસ કાચ સમી જળદીર્ઘિકા, રસિકની રતિની પ્રિયદર્શિકા;
શશિ દિવાકર-કાન્ત તટે જડ્યા, સ્ફટિક આરસ શંખ બધે પડ્યા. ૮

જળ વિષે જળપંકજ બ્હેકતાં, સ્થળગુલાબ સુગંધિત લ્હેકતાં;
બહુ લચ્યાં ઝુમખાં નવ દ્રાક્ષનાં, કુમુદ તોરણ જેમ ગવાક્ષનાં. ૯

જુઈ મનોહર બાવલ ફાલતી, ખરુ ધરે નવ જોબન માલતી;
વિવિધ રંગધરી ગુલદાવદી, જયમ ગૃહાંગણમાં ગણિકા ખડી. ૧૦

સુખડ કેસર બિલ્વ રતાંજળી, રસિકને ધરતાં પ્રણયાંજલી;
તરૂ પલાશ તણાં ફુલથી ભર્યાં, રવિમુખી રવિસન્મુખ વિસ્તર્યાં. ૧૧

નિપુણતા શ્વસુરે* મસ વાપરી સ્થિર કર્યાં જળજંત્ર તણા કરી;†
ઇહ રહી પ્રભુની સરવે લીલા, વરણવ્યે વિધિ શેષ થશે ન્હીલા. ૧૨

કઠિણતા પથની પગને નડે સમજીં પલ્લવ શું પથમાં પડે,
તરૂ મળી ઘન ચંદરવો કરી, રવિતણા કરનું બળ લે હરી. ૧૩

કુસુમવૃષ્ટિ અનાહત થાય છે સુર થકી કદી પાદ્ય અપાય છે,
શિવઉપાસકને અરિ જાણતો, કુસુમધન્વન કે શર મારતો. ૧૪

બહિર અંતરિયાલ રમે લતા, નવલ મંડપ અંદર ખૂલતા;
બહુ રચ્યા તરુની કરતાં ઘટા રસિકને મળવા અનુકૂળતા. ૧૫

સ્મરશિલાપર પુષ્પપથારીએ છટ ભરી મણિ કુંદ હઝારીએ,
ઉશીરનું પણ પંજર રોપતાં મદનને જન શું ઇહ રોકતાં. ૧૬

ગિરિ નદી વન કૃત્રિમ છે રચ્યાં, તરુ તમાલ બદામ ઘણાં લચ્યાં;
કુસુમિતા બરૂ વેતસની ગલી, અહિ સમી હિમમંદિરને મળી. ૧૭

કુસુમનાં ચક વિંજન પારણાં, કુસુમ હાર અને ગજરા ઘણા;
કુસુમના કુમળા ચણિયા ઢળે, કુસુમ શેખર વેણી સ્થળે સ્થળે. ૧૮

અજિત સૂર્ય બને ઇહ કિંકર, દઈ પ્રકાશ હરે સ્મરનો જ્વર;
વિજનતા કરતી ભય-ભર્ત્સના, પણ થતી મુદિતેન્દ્રિય મૂર્છના. ૧૯

---

* શ્વસુર—રાવણનો સસરો મયદાનવ. † કરી=હાથી.

સમીર મંદ સુગંધિત શીતલ વરસતો કણસીકર નીર્મળ,
સુર અશોક અશોક સદા સ્મરે, નવ રચી રચના રસિલે સ્મરે. ૨૦

સગીર ખાંપણ ખોડ રહી નથી, સગિર મ્હેલ ભગીરથ યત્નથી,
નવલ કુંદન ઈંટ થકી ચણ્યો, ઝઘઝઘાટ હીરાકણથી બન્યો. ૨૧

મણિ–પ્રદીપ ગૃહાંગણમાં દ્વય સ્તિમિત વિદ્યુતઅંકસ્તનંધય,*
જડિત તોરણ શાં લટકી રહ્યાં તિમિરનાશક સો શશિનાં કર્યાં. ૨૨

ભરતથી દ્વયસાખ રુડી ભરી, ઉમરભૂમિ જવાહિરથી ભરી,
કનક દ્વાર, સુદર્શન શાં કડાં, વિરલ કોતરકામ કર્યાં ખડાં. ૨૩

રતિવિલાસ ભડે ચિતર્યાં ઘણા મનવિકાર વધે નિરખી ઘણા,
છટ વિષે પ્રતિબિંબ જણાય છે, નજર પ્રેક્ષકની નજરાય છે. ૨૪

સુખડની ફરતી અધિરોહિણી જ્યમ વહે જલ ઉર્ધ્વ તરંગિણી,
નવવધૂ લટકે વપુ વાળતી, રમણમોહક યુક્તિ બતાવતી. ૨૫

ઝઝુમતા ઝરૂખા મસ બારણે લટકતા નભમાં વણ ધારણે;
ચપલ ચક્ષુ ગવાક્ષ થકી ઠરે, અકથ રાગ વિરાગવિષે કરે. ૨૬

કનકવા નભ મધ્ય તરાવવા, હૃદય સ્નેહસમુદ્ર તરાવવા,
વિજનમાં વરનાં મન ચોરવા ઇહ અલિંદ રચેલ અવાનવા. ૨૭

ફુલ ચઢાઈ ચઢી કંઈ વેલડી, તરૂઘટા રમતી અલબેલડી;
ફડફડે મકરધ્વજની ધ્વજા, ભવનમધ્ય રહી જનકાત્મજા. ૨૮

અતિ પવિત્ર સુકર્મ કર્યું હશે, તપ મહા ચિરકાળ ધર્યું હશે,
વપુ વહે ફલમાં સુખના ઝરા, જરુર ધન્ય તને ઇહની ધરા, ૨૯

અગર વૈભવ આ ત્રણલોકનો નવ ઘટે, વસતા જહીં દુર્જનો,
પતિતપાવન રાઘવસુંદરી, સતત ષડ્ ઋતુ રે' મદની ભરી. ૩૦

વિરહને હરવી રવિ રાખતી, સકલ વસ્તુ જલે ન્હવરાવતી,
પય ધરે પય સાથ પયોધરેં† ઋતુ રમે વરષા જમણે કરે. ૩૧

જવ રમે રતિ વ્યોમપલંગમાં, રમણ અભ્રસમેત ઉમંગમાં,
ચમકતી ચપળા સતીને હસે; સરવ પાટુ પડ્યા પર મારશે. ૩૨

---

* સ્તનંધય=છોકરૂં.

† સ્તનમાં દૂધ ધરીને (સ્ત્રીઓને ગર્ભવતી કરીને) વાદળામાં પાણી ધરે છે.

ઝુકી રહી ચહુપાસ લીલોતરી, હરણ બાળ જતાં સઘળી ચરી;
ધવલ હંસસમૂહ અહીં ચરે, હરિણ ભીતિ વિના ફરતાં ફરે. ૭

સરસ કાચ સમી જળદીર્ઘિકા, રસિકની રતિની પ્રિયદર્શિકા;
શશિ દિવાકર-કાન્ત તટે જડ્યા, સ્ફટિક આરસ શંખ બધે પડ્યા. ૮

જળ વિષે જળપંકજ બ્હેકતાં, સ્થળગુલાબ સુગંધિત લ્હેકતાં;
બહુ લચ્યાં લુમખાં નવ દ્રાક્ષનાં, કુમુદ તોરણ જેમ ગવાક્ષનાં. ૯

જુઈ મનોહર બાવલ ફાલતી, ખરુ ધરે નવ જોબન માલતી;
વિવિધ રંગધરી ગુલદાવદી, જયમ ગૃહાંગણમાં ગણિકા ખડી. ૧૦

સુખડ કેસર બિલ્વ રતાંજળી, રસિકને ધરતાં પ્રણયાંજલી;
તરૂ પલાશ તણાં ફુલથી ભર્યાં, રવિમુખી રવિસન્મુખ વિસ્તર્યાં. ૧૧

નિપુણતા શ્વસુરે* મય વાપરી સ્થિર કર્યા જળજંત્ર તણા કરી;†
ઇહ રહી પ્રભુની સરવે લીલા, વરણવ્યે વિધિ શેષ થશે વ્હીલા. ૧૨

કઠિણતા પથની પગને નડે સમજું પલ્લવ શું પથમાં પડે,
તરૂ મળી ઘન ચંદરવો કરી, રવિતણા કરનું બળ લે હરી. ૧૩

કુસુમવૃષ્ટિ અનાહત થાય છે સુર થકી કદી પાદ્ય અપાય છે,
શિવઉપાસકને અરિ જાણતો, કુસુમધન્વન કે શર મારતો. ૧૪

અહિર અંતરિયાલ રમે લતા, નવલ મંડપ અંદર ખૂલતા;
બહુ રચ્યા તરુની કરતાં ઘટા રસિકને મળવા અનુકૂળતા. ૧૫

સ્મરશિલાપર પુષ્પપથારીએ છટ ભરી મણિ કુંદ હઝારીએ,
ઉશીરનું પણ પંજર રોપતાં મદનને જન શું ઇહ રોકતાં. ૧૬

ગિરિ નદી વન કૃત્રિમ છે રચ્યાં, તરુ તમાલ બદામ ઘણાં લચ્યાં;
કુસુમિતા બરૂ વેતસની ગલી, અહિ સમી હિમમંદિરને મળી. ૧૭

કુસુમનાં ચક વિંજન પારણાં, કુસુમ હાર અને ગજરા ઘણા;
કુસુમના કુમળા ચણિયા ઢળે, કુસુમ શેખર વેણી સ્થળે સ્થળે. ૧૮

અજિત સૂર્ય બને ઇહ કિંકર, દઈ પ્રકાશ હરે સ્મરનો જ્વર;
વિજનતા કરતી ભય-ભર્ત્સના, પણ થતી મુદિતેન્દ્રિય મૂર્છના. ૧૯

---

* શ્વસુર-રાવણનો સસરો મયદાનવ. † કરી=હાથી.

સમીૅર મંદ સુગંધિત શીતલ વરસતો કણસીકર નીર્મળ,
સુર અશોક અશોક સદા સ્મરે, નવ રચી રચના રસિલે સ્મરે. ૨૦

લગીૅર ખાંપણ ખોડ રહી નથી, સગિર મ્હેલ ભગીરથ યત્નથી,
નવલ કુંદન ઈંટ થકી ચણ્યો, ઝઘઝઘાટ હીૅરાકણથી બન્યો. ૨૧

મણિ–પ્રદીપ ગૃહાંગણમાં દ્વય સ્તિમિત વિદ્યુતઅંકસ્તનંધય,*
જડિત તોરણ શાં લટકી રહ્યાં તિમિરનાશક સો શશિનાં કર્યા. ૨૨

ભરતથી દ્વયસાખ રુડી ભરી, ઉમરભૂમિ જવાહિરથી ભરી,
કનક દ્વાર, સુદર્શન શાં કડાં, વિરલ કોતરકામ કર્યાં ખડાં. ૨૩

રતિવિલાસ ભડે ચિતર્યાં ઘણા મનવિકાર વધે નિરખી ઘણા,
છટ વિષે પ્રતિબિંબ જણાય છે, નજર પ્રેક્ષકની નજરાય છે. ૨૪

સુખડની ફરતી અધિરોહિણી જ્યમ વહે જલ ઉર્ધ્વ તરંગિણી,
નવવધૂ લટકે વપુ વાળતી, રમણમોહક યુક્તિ બતાવતી. ૨૫

ઝઝુમતા ઝરૂખા મસ બારણે લટકતા નભમાં વણ ધારણે;
ચપલ ચક્ષુ ગવાક્ષ થકી ઠરે, અકથ રાગ વિરાગવિષે કરે. ૨૬

કનકવા નભ મધ્ય તરાવવા, હૃદય સ્નેહસમુદ્ર તરાવવા,
વિજનમાં વરનાં મન ચોરવા ઇહ અલિંદ રચેલ અવાનવા. ૨૭

ફુલ ચઢાઈ ચઢી કંઈ વેલડી, તરૂઘટા રમતી અલબેલડી;
ફડફડે મકરધ્વજની ધ્વજા, ભવનમધ્ય રહી જનકાત્મજા. ૨૮

અતિ પવિત્ર સુકર્મ કર્યું હશે, તપ મહા ચિરકાળ ધર્યું હશે,
વપુ વહે ફલમાં સુખના ઝરા, જરુર ધન્ય તને ઇહની ધરા, ૨૯

અગર વૈભવ આ ત્રણલોકનો નવ ઘટે, વસતા જહીં દુર્જનો,
પતિતપાવન રાઘવસુંદરી, સતત ષડ્ ઋતુ રે' મદની ભરી. ૩૦

વિરહને હરવી રવિ રાખતી, સકલ વસ્તુ જલે ન્હવરાવતી,
પય ધરે પય સાથ પયોધરે† ઋતુ રમે વરષા જમણે કરે. ૩૧

જવ રમે રતિ વ્યોમપલંગમાં, રમણ અભ્રસમેત ઉમંગમાં,
ચમકતી ચપળા સતીને હસે; સરવ પાટુ પડ્યા પર મારશે. ૩૨

---

* સ્તનંધય=છોકરું.

† સ્તનમાં દૂધ ધરીને (સ્ત્રીઓને ગર્ભવતી કરીને) વાદળામાં પાણી ધરે છે.

તરુણકાળ અકાળ ચઢ્યો અતિ, પતિતણી રતિની વધતી સ્મૃતિ,
શરમને અપગા તવ છોડતી અહિસમી પથ સત્વર કાપતી. ૩૩

વિરહથી તપતી પ્રમદા-ધરા ઉપર રેલવતો રસના ઝરા,
યુવતિ ગર્ભ-ભરાલસમાં ધરી ગગનનાથ પ્રજા કરતો નરી. ૩૪

સતત ષંડ મયૂર જણાય છે તદપિ આ ઋતુમાં ઉમલાય છે;
વિષય-વર્ષણ કે જળ-વર્ષણ સહચરી વિણ છે દુર મર્ષણ. ૩૫

તુહિનશેખર શ્વેત શિરે ધરી કવચ શ્યામ રહ્યું વચમાં ઠરી,
કટિ નીલામ્બરથી શણગારતો નગ પગે અપગા-કચ ઝાલતો. ૩૬

નભ અલિંદ ત્રિયા, કરતી છતી રસિત રુપ્ય, મણિ, નવનીતથી,
રસ અને કસ ઉચ્ચ ચઢાવતી, શરદ ઉત્તરમાં બહુ મ્હાલતી. ૩૭

શુભમુહૂર્ત ગણી શુદપૂર્ણિમા રસિક ઇન્દ્ર ધરે રસ વારિમાં,
ઉછળતી મૃદુ છીપ હૃદે ધરે, પ્રસવ મૌક્તિકનો સમયે કરે. ૩૮

તનય ષોડષ પૂર્ણ કળા ધરી નિજ ચરાચર રાજ્ય રહ્યો કરી,
ઉદધિ તે નિરખી છલક્યો ઘણો; સુખદ નિત્ય મહોદય પુત્રનો. ૩૯

તદપિ નાવતણી બહુ વેદના શરદમાં હરતો બબડ્યા વિના;
સહનશીલ મહજ્જન સર્વદા, પરહિતાર્થ સહે તનઆપદા. ૪૦

અતિશ પિત્ત અને મદનજ્વર પ્રસરતો સહુ ઘેર નિશાકર,
વરવધૂ અધરોષ્ટ મુખે ધરે, વિષમ શ્લેશ્મન શ્લેશ દઈ હરે; ૪૧

જ્વલિત વહ્નિ પ્રશાન્તિ પમાડતી, તપન તાપ પ્રતાપ દબાવતી,
નખથકી મદનાગ્નિ ચઢાવતી, શિશિર પાછળ રે' મનભાવતી. ૪૨

હૃદયવહ્નિ અને તનટાઢને શમવવા નિશમાં સ્મરરા'ડને,
યુવતિ વલ્લભ સોડ થકી રમે, દિનમણિ સમજી ઝટ આથમે. ૪૩

પ્રસરતાં જડ શીત રુવે રુવે, ઉદરમધ્ય ક્ષુધાગ્નિ બળે જવે,
'સકલ ઇન્દ્રિય સ્ફુર્તિ નવી ધરે, મગજમાં પણ બુદ્ધિ જઈ ઠરે. ૪૪

ઉદક કૂપ તણું, વડની ઘટા, ઘુમટ મંદિરના, પ્રમદાલતા,
શિશિરમાં પણ હુંફ ઘણી ભરે; સમયશોભિત ભાવ કૃતિ ધરે. ૪૫

રસિકને રસ પુષ્કળ આપતો, તરુવિષે ભરજોબન આણતો,
શિખવતો પશુએ સ્મર-શારદા, મધુર માધવ સન્મુખ રે' સદા. ૪૬

કુસુમ–સાયક પંચ ખડાં કરી સુખ બધાં વિરહી જનનાં હરી,
ઋષિ તણાં પણ અંતર બાળતો સુહૃદધર્મે વસંત કરે છતો. ૪૭

મલય–મારુત ભૂપર મોકલી કુસુમની કરતાં કલિ મોકળી,
પ્રણયની, વનને, કરતો સ્થળી સુરતની સરિતા અહિં શું ખળી. ૪૮

નયન ચંચળ ઘેન થકી ભરી ચપલ પાદવિષે જડતા ધરી,
હૃદયમાં રતિ, ચેળ તને ઘન, મૃગ, વધ્યે, વહુ સાથ ઘસે તન ૪૯

મદ–પ્રમત્ત પ્રફુલ્લ રહે ઘણો મધુ–વધૂ–મદથી ત્રમણો બન્યો,
ગજ નિરંકુશ વપ્રક્રિયા રમે તદપિ સ્ત્રીજનને જળમાં નમે. ૫૦

ભ્રમર, કોકિલ, ચાતક, આ તકે યુવતિ સન્મુખ ધાય, રમે, બકે,
તરુ તથાપિ ભજે તરુણીલતા; ઘટિત કામુકને પરવશ્યતા. ૫૧

મધુ નિવાસિત લંકપુરી વિષે પવન દક્ષિણ પ્રેમ ધરી ધસેઃ
તુરગ સપ્ત પ્રયાણ ખડી ગયું અયન ઉત્તરમાં રવિનું થયું. ૫૨

કુસુમ ચંપકનાં ભય કંપથી ડગરમાં ગરતાં જ્યમ સંપથી;
અનલવૃષ્ટિ કરે સ્મર બાળવા સુજનને, અથવા મધુ ફાલવા? ૫૩

અતુલરૂપ સુગંધ સુરંગથી, વિહરતો હરતો મનહાસ્યથી,
ભ્રમર ચંપકને પણ વર્જતા; ગુણપરીક્ષક મૂર્ખ નથી હતા. ૫૪

સુમનદોલ વિલોલ કલોલથી, જઘનના, અટક્યા નહિ, ભારથી;
ન કરમાય અને ન જતા ચસી, કુસુમની લલનાપર પ્રીત શી! ૫૫

અગર અંબર ચંદન કેસર અબિરને અલતા ધરતા નર,
સ્થલગુલાબ ગુલાલ દિશા ભરે, જગત દોલમહોત્સવ આદરે. ૫૬

કુસુમસાંકળમાં ચકલાં ઠરે, ગૃહ શકુન્ત કડાંદ્વયમાં કરે,
વિહગ, દોલ, વસંત, પ્રસૂનનો, દૃઢ સબંધ નકી ચિરકાળનો. ૫૭

સુમુખનંદન જ્યાં સ્મિત માલતી, ભ્રમર ભમ્મર કેશ લતા થતી,
અધર પલ્લવ પોપટ નાસિકા, લલિત કર્ણ મનોહર કર્ણિકા; ૫૮

રદન કુંદ સરોરુહ લોચન, બકુલ સ્વેદ કપોલ તણો ઘન,
લલિત ચંપક દેહ ફુલે ફળેઃ તરુણ થાય વસંત પળે પળે. ૫૯

મૃદુ પરાગ દશેદિશમાં રમે, ભ્રમર પાછળ નિર્લજ શા ભમે,
મધુરગુંજન કામુક માંડતા, રસિક કે રતિમંત્ર ઉપાસતા. ૬૦

કુચ, લલાટ, અને તિલ, દેહને, અહિ, શશાઙ્ક, હલાહલ, ભસ્મને,
તમસથી સરખાં ગણુમી હતો, યુવતિને પણ શંકર માનતો, ૬૧
બકુલ સૈનિકહાર કરી ઉભી, ભ્રમર ચારણ, કોયલ દુંદુભિ,
ઘટ અશોક પટાવત વીરને, કમલની ધ્વજ, નાયક હંસને, ૬૨
કુસુમ સાયક તીવ્ર લઈ અડ્યો કુસુમધન્વન ચૈત્રરથે ચડ્યો,
વિરહિણી વનિતા હણવા જવે; અરર ક્રોધ વિવેક ન સાચવે. ૬૩
મુખ ભયાન્વિત અંતર ધીકતો, રૂધિરનું કરતાં જળ રીઝતો,
છહ ફરે પણ કોઈ ન સંગ્રહે હૃદયમાં તવ ગ્રીષ્મ બળી રહે. ૬૪
પુનિત સીત ભલી અબળા સતી જડિત પંજરમાં બહુ ઝૂરતી,
તદપિ ગ્રીષ્મ દયાવિણ પર્જળે; સતત દુષ્ટ અનાથજનો દળે. ૬૫
તપ કરી ઠગતાં વૃષનંદન, કપટથી છળતાં રઘુનંદન,
દશમુખે હરતાં વનનન્દન, વન અશોક કર્યું જગ-નંદન. ૬૬

( દોહેરા. )

રસ શોભાના સારનો અત્ર મળ્યો સમુદાય,
વૈદેહી પણ આ સ્થળે શુષ્ક કાષ્ઠ સમ થાય. ૬૭
કામદુઘાના દૂધમાં ઝેર રુપૈયા ભાર,
મળતાં નિજ ગુણને તજી દૂધ હરે વપુ સાર. ૬૮
ખાવા પીવા મ્હાલવા સુખસીમાનો અંત,
તે સ્ત્રીને શા કામનું પાસ યદા નહિ કંત. ૬૯
નવલ મનોહર નાવથી ભવસાગર તરી જાય,
પ્રમદા પણ તેના વિના બળતી ડુબકાં ખાય. ૭૦
કુસુમ, રમણની સ્હોડમાં સુખ દે જ્યમ નિર્વાણ,
વજ્રસમાં વિરહે દમે બની કામનાં બાણ. ૭૧
લંકા જેવા નગરમાં અશોક જેવો બાગ,
સીતા જેવી સુંદરી રતિ રમવાના લાગ, ૭૨
તોપણ પતિના વિરહનો અંતર વળગ્યો કીટ,
રક્ત સર્વ ચૂસી જઈ સીત બનાવે સીત. ૭૩

**સર્ગ પંદરમો સંપૂર્ણ.**

---




# સર્ગ સોળમો.

## વિરહવર્ણન.

( દ્રુતવિલંબિત વૃત્ત. )

કૃશશરીર, મુખાબ્જ દયામણું, વિરહ યૌવન-સત્ત્વ હરે ઘણું,
ગૃહ નિવાસ રહ્યો નહિ કંથનો, વન વિષે પણ અદ્દ્ભુત બંધનો. ૧

મૃગ સુવર્ણ તણો રળિયામણો નિરખતાં ભ્રમ મોહ વધ્યે ઘણો,
હરિણ-કંચુકની ઈર્ષણા કરે, અભિનિવેષ વિવેક દયા હરે. ૨

શરદ ચંદ્ર-કરે ભરતી દિશા, તદપિ કૃષ્ણનિશા ન મટે નિશા,
સતત રામસમાગમમાં ફરી, તદપિ સીત રહી અબળા નરી. ૩

મનતણા વમળે ડુબતાં સતી, હઠ અયોગ્ય કરે પતિમાનીતી;
કલહથી પણ ઇચ્છિત સાધતી; બળ વધ્યે મનતું ઘટતી મતિ. ૪

સહચરી દઢ દીર્ઘ પ્રયાણની, પતિવ્રતા પ્રિય ને મૃદુભાષણી,
કરગરી વિનતી અવળી કરે, વિભુ ભલે પણ તે ઉરમાં ધરે. ૫

અસુર કે સુર કે યમ લોકમાં જન ફણીધરના પણ વર્ગમાં,
નવ જણ્યો જન જે પ્રમદા તણો વચનરોધ કરી નહિ ચંચણ્યો. ૬

સુરજવંશ અને રઘુગોત્રમાં, પુનિત ભારત કોશળ દેશમાં,
અવધમાં જનમી ભટ રાઘવ, અફળ કેમ કરે પ્રિય-આર્જવ? ૭

નિજપરાક્રમ સિદ્ધ કરી વરી, જનકની દુહિતા હૃદયે ધરી,
અલગ જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં, રઘુકુમાર કરે નહિ ભૂલમાં; ૮

તદપિ નીતિ વિવેક ક્ષણે હરી, વશ થતાં, મતિ કર્મ દશા ફરી,
મસ અનર્થ થયો ક્ષણ વારમાં, હરણ સીત તણું થયું રાનમાં. ૯

યુવતિકારણ શોધ ઘણો કરે, ફલ જમી કપિ સાથ વને ફરે,
પ્રલપતા ,પ્રિયનામ પળે પળે, વિપુલ નિઃશ્વસિતે ધરણી ઢળે. ૧૦

જનકની તનયા પણ બાપડી, અતિ કઠોર નૃશંસકરે પડી,
તરફડે જયમ પિંજર સારિકા, કપિકરે ગઈ મૌક્તિક માલિકા. ૧૧

શિયળસત્ય સમૂળ ચળાવવા, વિકૃતિવેળ વિષે મન બોળવા,
વિષયવર્ધક વસ્તુ અહી ઘડી, યુવતિને મન કાજળ, કોટડી. ૧૨

પતિ તણી કૃતિ પ્રીત ઘડીઘડી સ્મરણ થાય અને પડતી રડી,
બહુ વધ્યો પરિતાપ વિષાંકુર, ધબકતું પ્રમદાજનનું ઉર. ૧૩

સતત રામછબી મનમાં હતી, અડકવા વલખાં મસ મારતી,
લય થકી જવ જોગણ જાગતી, ખબર કંથ તણી પુછતી હતી. ૧૪

ગગનમાં રવિના ભડકા લહે, અસહ તારકના તનખા સહે;
જગત જીર્ણ અરણ્ય જણાય છે, હૃદયનો હૃદ સદ્ય સુકાય છે. ૧૫

કુસુમની ન સહે કુમળી કળી, વન વિષે પતિ સાથ પગે પળી,
તદપિ કાન્ત સમાગમ ના રહ્યો, કરમયોગ વિયોગ કરી ગયો. ૧૬

હઠકુઠાર થકી શિર ભાગતાં, વિરહનાં શર તીક્ષ્ણ વાગતાં,
અવક્રિયા કરતાં ન ત્રિયા ડરે, પણ પછી વ્યથ-પંક વિષે સરે. ૧૭

મુખ શિરોમણિ રામ સતી જપે, પરિજનો પણ કુત્સિત આલપે,
કુટિલ ચેષ્ટિતથી શરમાવતાં, રૂધિર રાંકતણું ઉકળાવતાં. ૧૮

વિષયવાત કરી નવ લાજતાં, છબી ચતુર્ભુજ ગ્રામ્ય બતાવતાં,
પજવતાં હસતાં કહીં કેટલું, મરણ આ થકી તો સતીને ભલું. ૧૯

રમણનો વિરહાગ્નિ તને જ્વળે, હૃદયમાં ગતશોચ ઘણો બળે,
મન ભવિષ્ય–વિમાસણ પર્જળે, તદપિ જીવ ન દેહ તજી પળે. ૨૦

વરસમાગમકાળ યદા સ્મરે, યુવતિ આશ નિરાશ છતાં ધરે;
મૃતસમી ટકતી પણ સ્નેહથી; જગત આશ વિના ટકતું નથી. ૨૧

તનય વૃદ્ધપણે ગત થાય છે, પતિ ગયે ભર જોબન જાય છે,
ધન ત્રિયા યશ ધામ હરાય છે, તદપિ આશ અગોચર વ્હાય છે. ૨૨

ભય થકી ડરતી નહિ એ જરા, વ્યથ થકી હઠતી ન મનોહરા,
લગીર લાલચથી લલચાય ના, નહિ મુકાય સ્મરે ક્ષણ આયના. ૨૩

સમય એમ કરે ગત કામિની, ગતિવિહીન બની ગજગામિની,
હૃદયશૂન્ય બની અલબેલડી, વિકલ છેક બની વરવેલડી. ૨૪

જળ વિના નહિ મત્સ્ય જરા રહે, વિરહદુઃખ ન સારસડી સહે,
કુમુદ ચંદ્ર વિના કરમાય છે, ત્યમ સતી પતિવિણ દુભાય છે. ૨૫

અશન પાન વિમાન સ્હવાણ ને, શયન પે'રણ ગાન ન્હવાણ ને,
હરખ આદિ વિકાર ન એ સજે; સતત દુઃખિતને જડતા ભજે. ૨૬

પદ તળે અળતો ન વિરાજતો, મધુર નૂપુરશબ્દ ન ગાજતો;
કટિ વિષે ન મનોહર મેખલા, ગ્રહિતચન્દ્ર તણી ધરતી કળા. ૨૭

રહિતવેસર નૌતમ નાસિકા, રહિતઝાલર કર્ણ પ્રણાલિકા,
સુમનચંદ્રક છે નહિ ભાલમાં, ન તિલડી ટપકી રજ ગાલમાં. ૨૮

જનમથી બહુ અંજન-પંકથી, નયન શ્યામ સતી ભરતી હતી,
તદપિ શોકસરોવરનાં જળ, કમળને કરતાં જયમ નિર્મળ. ૨૯

અધર-પલ્લવ છેક સુકાય છે, સરસ દેહલતા કરમાય છે,
સ્તનગુલાબ ખરે ચખ રેલતી, જરુર નૂતન આ ઋતુ મ્હાલતી. ૩૦

નવ ધુપેલ ચુહ્યું સતીં ચોટલે, અનુપ મૌક્તિક-માળ નથી ગળે,
કર અકેક સુહાગણ બંગડી, કુસુમહીણ બની કુલની છડી. ૩૧

નિયમધારણ ધ્યાન ધરે અતિ, ધવલતા કૃશ અંગ સજાવતી,
શિવ સમાન સમાહિત સંયમ, પણ ત્રિવેણીં કરે નહિ સંગમ.* ૩૨

હૃદયનો શણગાર જતાં અરે ! બહિરના શણગાર કશું કરે ?
નવલ વલ્લભ જો નહિ અંકમાં નવલ રૂપ પછી પડ્યું પંકમાં. ૩૩

યુવતિનું મન શોક થકી ભર્યું, હૃદય રામતણા પદમાં ઠર્યું,
રતિ અયોગ્ય પરાધીન વસ્તુશું, સમજતાં થઈ ઊંઘ વદાય શું ? ૩૪

દિવસરાત ત્રિયા વસમાં ગણે, મુખ થકી રઘુનંદનને ભણે,
ગઢ હવાતળમાં પળમાં ચણે, સહુ વિચાર રહે વણ-ધારણે. ૩૫

વિહગ કે પશુ કે તરુ ભાળતાં, પતિસમાં કૃતિરૂપ વિચારતાં,
ક્ષણિક હાસ્ય કરી ક્ષણમાં રુવે, વિકલ સિહણ દીન બની જુવે. ૩૬

કદીં અનર્થ થયો પતિને હશે, સમજતાં કર ઓઠ ત્રિયા ડસે,
જડ થકી પતિ ભાળ ક'ડાવતી, નવ મળ્યે નિજ ભાલ પછાડતી. ૩૭

ક્ષણ રહે વરથી નવ વેગળી, મધુરતા પતિની ધરંગ્યે ગળીં,
પણ વિયોગ વચ્ચે પ્રમદા ગળી, વિચરતી છટકી જયમ ડાગળી. ૩૮

નિરખતાં જડ ચેતન દંપતી, રમતમાં નખરાં કરતાં અતિ,
વિકટ વાઘણ વાઘ રમાડતાં, યુવતિ કાળજ હોય ઉડી જતાં. ૩૯

---

* સીતાજીમાં મહાદેવ જેવું સર્વ છે પણ ત્રિવેણીનો સંગમ થતો નથી; એટલે ચોટલો નથી હોળ્યો.

"વરવિના વ'રવું વય નારનું, કલિત કુત્સિત પાપ હઝારનું,
કૃતિ અઘોર કરી ગતજન્મમાં, ધવ છતાં વિધવા થઈ સ્વલ્પમાં." ૪૦

સતત એમ વિચાર કરી રહે, બહુ કુતર્ક કરી લથડી પડે;
વિધિ દશાસ્યતણા બળથી ડરી, વ્યથ ધરે પણ પ્રાણ ન લે હરી. ૪૧

( હરિણી વૃત્ત. )

વિરહવ્યથને જાણી શાણી દયા મન ધારતી,
પરવશ દશા જાતે જોતાં અહંપદ છોડતી;
મનવિકૃતિની સત્તા દેખી અમર્ષ પરો ધરે;
સુઘડ જનને આધિ વ્યાધિ ઉપાધિ ગુણી કરે. ૪૨

શિયળવ્રતને તોડાવાને મથે વિષયાગ્રણી,
છલબલ કરે, લજ્જા ધારે ન, લાલચ દે ઘણી,
અડગ પણ રે' અંબા જેવી પ્રશાંત કૃશોદરી,
વચન ધન કે સ્વાર્થે ન્યાયે ચળે ન મનોહરી. ૪૩

**સર્ગ સોળમો સંપૂર્ણ.**

---

# સર્ગ સત્તરમો.

## મંદોદરીનું સીતાપ્રતિ વચન.

( દ્રુતવિલંબિત વૃત્ત. )

મન અધર્મ ગમે લગીરે નહિ, શિર પરે પતિ-શાસન છે સહી,
મદનઅંધ યદા સમજ્યો નહિ, સતી સતીત્વ થવા ક્ષર નિઃસરી. ૧

મન વિષે પરિતાપ ઘણો કરે, મયસુતા ડગલે ડગલે ડરે,
પગ પશ્ચાત પડે પણ ના ફરે, પતિવ્રતા પતિનું જ કહ્યું કરે. ૨

ન સમજ્યો શઠ નાથ, ઘણું કહ્યું; ન કરવાનું પછી સતીએ કર્યું;
પણ સહે શત વૃશ્ચિક વેદના, અધમ સ્ત્રીત્વ ગણે કમલાનના. ૩

સતી સમીપ ગઈ નૃપ-સુંદરી, અહિત કાર્યવિષે દઢતા ધરી,
કર ગ્રહી થઈ દીન પગે પડી, ગઈ ભરાઈ સકોમળ છાતડી; ૪

તદપિ જીભ કઠોર કરી અતિ, શરમસાંકળ ભગ્ન કરી સતી,
ગિર વદે ગરથી ભર નાગરી, નર સમીપ યથા સુરની પરી. ૫

"રઘુ–દિવાકરના કુળની રમા! અવશ પામરને કરજો ક્ષમા,
જનકચંદ્રકુલોદ્ભવચંદ્રિકા ! મૂરખ સેવકશું કરજો નિઘા. ૬

વચન યોગ્ય અયોગ્ય ભૂલે કહું વિહિતચિત્ત થકી સુણજો સહુ,
અગુણ ને ગુણ સર્વ વિચારજો, મન કરી દૃઢ ઉત્તર આપજો. ૭

પવન ક્રોધ તણા બહુ વાય છે, વિબુધનું પણ ધૈર્ય તણાય છે,
અસર એ અરિની ન લગાડશો, હિત તણા પથ સૌ ઉર ધારશો. ૮

ગરકશો નહિ શોકસમુદ્રમાં, ન ફસશો ઘન આશની જાળમાં,
સખિ! ઉતાવળ આ સમયે કર્યે વ્યથ વધે પણ અર્થ નહિ સરે. ૯

અમલ ન્યાય્ય થતાં હઠ માંડશો જરુર એ ભવમાં વ્યથ પામશો,
શ્રુતિ અને સ્મૃતિ શાસ્ત્ર ઉથાપશો, પશુ સમાન અસૂ વપુ ખેંચશો. ૧૦

સમયને પ્રતિકૂળ રહ્યાં નર્યાં નર્સીખ તો કૃતિથી અવળાં ફર્યાં,
નિજ હિતાહિત સર્વ વિચારવાં, સમયને ઘટતાં સુખ :માણવાં. ૧૧

મનુષદેહ મળે ન ફરી ફરી, વિહગકાળ ઉડે વયને હરી,
ગત ઘડી ઘટને ઘટતો કરે; અફળ આ વપુવૃક્ષ અરે ! ગરે. ૧૨

તરુણ કાલ સવાર તમે થયાં, વરસ પ્રૌઢ હજી ન વહી ગયાં,
વર તણી સુખમાં બહુ ના રમ્યાં, તદપિ આમ વિરાગ વિષે શમ્યાં!૧૩

મન અને દશ ઇંદ્રિય પોશવા, ઘટિત યોગ દીધા પ્રભુએ નવા,
નહિ અકારણ આમ વિમાસવું, નવ ઘટે ઉગતું તરુ કાપવું. ૧૪

છત છતાં છકથી છલકો નહિ, નવીન યૌવન જીવ જશે વહી,
સુખ સમે સ્મરનાં શર શું સહો? વપુવને વનમાલી ન શું ચહો? ૧૫

રતિતણી તજવી નહિ મિત્રતા, લઘુવયે ધરવી નહિ વક્રતા,
સમય આરિક આ બહુ જાયછે, દિન ગયો સુખમાં વખણાય છે. ૧૬

સુખ ન સ્વપ્નવિષે પરણી લહ્યું, ઘર પિતા પતિનું ન હવે રહ્યું,
વન વિષે, પણ આહિર માંકડાં સહ નિવાસ કર્યો થઈ રાંકડાં. ૧૭

કુસુમસે'જ વિષે જવ પોઢતાં, મધુર વેણુ વીણા ડફ વાગતાં,
શયન કંકરમાં પરણી કરો, સ્વર ભયંકર સાંભળતાં નર્યો. ૧૮

થઈ વિરાજિત કાંચન-આસને, મધુર ભોજન મોહક પાન ને,
જનકઘેર કરો બહુ લાડમાં, ફળ ત્રીજે ન મળે, ઘનરાનમાં. ૧૯

ઘર વિષે પણ સાસુની શોક છે,    પતિ અને સસરો બહુ રાંક છે,
તનય એક રમે નહિ અંકમાં,    અરર ! રત્ન પડ્યું કયમ પંકમાં. ૨૦

વદનનો ભભકાર દિસે કશો,    સહજ સદ્ગુણ અંતરમાં વશ્યો,
વધૂ, ગૃહસ્થ તણા શુભ આશ્રમે,    ઉચિત કાન્ત વિના અડવી ભમે. ૨૧

વિમલતા જનકેન્દુપ્રભા તણી,    અફળ થાય વિવેક જતાં ઘણી;
સખિ ! નિરંતર સાંભળતી ખમા,    ત્રિવિધિ તાપ તપે ઇહ કારમા. ૨૨

જનક બુદ્ધિ પરાક્રમમાં વર,    ગુણપરીક્ષક ધર્મધુરંધર,
તમ પરે પણ પ્રીત હતી અતિ,    વિધિ યદા ભૂલવે નહિ ત્યાં ગતિ.૨૩

સુત સુતા જનકે પરણાવવા    નહિ ત્વરા કરવી જશ પામવા,
ધન અને કુળ રૂપજ શું કરે    યુગલ જો પરણી મન ના ઠરે. ૨૪

વ્યસન શીળ સમાન મળે નહિ    પુનિત પ્રેમ-સુધા વરસે કહીં ?
ગુણ પરસ્પરના નવ જાણતાં,    કલહને ઘરમાં જન આણતાં; ૨૫

પ્રિય વધૂ તણું જોબન છુંદતાં,    પતિ તણો ભવ સર્વ બગાડતાં,
શિશુ લઈ કર લાડ લડાવવાં    વય વધ્યે ન ઘટે રઝળાવવાં. ૨૬

અભયથી પિતુઅંક વિષે રમી    દઈ પ્રમોદ સુખે દિન નિર્ગમી,
નિજ ભવિષ્યનું જીવન સાંપતી,    ઘર ઘરે તનયા વય પામતી; ૨૭

પણ પિતા ધન કે યશ કારણે    ક્રય કરે ધરતો શિશુ ધારણે,
અધમ છેક કૃતઘ્ની પ્રમાણવો,    જનક તોપણ દુશ્મન માનવો. ૨૮

મુજ પિતા મય છત્ર તણા પતિ,    નહિ સુતા કરતા અળગી રતી,
વય થતાં વર લાયક ખોળતાં    પુનિત લગ્ન કર્યાં મનમાનતાં. ૨૯

મુદિત શૈશવમાં પિતુહેતથી    ત્યમ રમું અહુણાં પતિસ્નેહથી,
અનુપ વૈભવ લ્હાવ ઘણા લઉં,    જનકને બહુ આશિષ હું દઉં. ૩૦

વશ કરી બળથી ત્રણલોકને,    ચપટ ચાંપી દઈ રિપુવર્ગને,
અચર ને ચરમાં જય જે ધરે    મુખ પ્રસન્ન થવા મુજ તે ફરે.૩૧

વદન પુષ્કર જ્યાં દશ સુંદર    નયનપંકજ રાજિત અંદર,
અમૃતકૂપ ભર્યો હૃદયે રહે,    સતત તે વહુના છણકા સહે. ૩૨

સખિ ! અખંડ સુહાગ મને મળ્યો,    જનક દીર્ઘ વિચાર હવે ફળ્યો;
સફળ જીવિત જોગવણી બધી    વશ કરૂં સુખ સીમ અલાયધી. ૩૩

સકલ સૃષ્ટિ તણી રમણીયતા, લઈ ભરી વિધિએ બહુ ચારૂતા,
વપુ વિષે રતિ યૌવન ને મતિ, પણ ન જોડ કરી સખિ ! છાજતી. ૩૪

વન વિષે પ્રસરે નવમાલતી, સરસ રૂપ સુગંધ પ્રસારતી;
રસિક ગ્રાહકહીન સુકાય છે, સખિ! દશા તમ તેમજ થાય છે.૩૫

બહુ થયું, બહુ હોય ન વેઠવું, નવલ જોબન આ ન મળે નવું,
હૃદય-સારસ જોડ વિના રડે ! રસિકતા સિકતા પર શું પડે ! ૩૬

શરમ ભીતિ તજી વિધવા તણી કુમતિ દૃષ્ટિ કરે વ્યભિચારની,
વિજનમાં ઉપહાસ ઘણાં કરે, વચન ગ્રામ્ય કહી પથ આંતરે. ૩૭

અડપલાં અમથાં અમથાં કરે, નફ્ટ ધર્મ દયા મન ના ધરે,
નધણિયું જયમ ક્ષેત્ર ખવાર છે પતિ વિના વિધવા ત્યમ નાર છે. ૩૮

વગર કારણ આળ શિરે ચઢે, કરમ શુદ્ધ છતાં હલકી પડે,
બહુ મળે ઠપકા હલકે મિષે, સવળું તે અવળું વિધવા વિષે. ૩૯

શકુન કોઈ જુવે ન મને કરી, શુભ સમાગમમાં કરતા પરી,
સરવ રાંડ અને મુડકી કહે, વજન ના જનમંડળમાં રહે. ૪૦

કૃતિ ગુલામસમાન કરાવતાં, સ્વજન તોપણ સ્નેહ ન ધારતાં,
ઉચિત ભોજન પાન ન આપતાં, કનડતાં, ઉપવાસ કરાવતાં. ૪૧

લગીર પુષ્ટ દિસે થઈ બાપડી વરસશે અપવાદ તણી ઝડી,
વદન સ્મેર જરા નજરે પડે સકલ બાંધવ વર્ગ રીસે ચ'ડે. ૪૨

વપુવિષે શણગાર ન ધારવા, શિરતણા પણ કેશ ઉતારવા,
નહિ સુવાસિત લેપ લગાડવા, વસન જીરણ રાખવું પે'રવા. ૪૩

અસહ કષ્ટ વિષે સુખ માણવું, વિજનમાં સહુ જીવિત તાણવું,
જણવવી અતિ ઘોર વિરૂપતા, સહુ કુટુંબ તણી વિધવા મૃતા. ૪૪

શ્વસુરના ઘરનાં ન ગણે અણુ, પિયરમાં પણ ભાભી વ'ડે ઘણું,
પરગૃહે જનની ક્ષણ ના ધીરે, સળગતી શઘડી પિતુને શિરે. ૪૫

કદી સખીગણમાં વિધવા મળે હરખની કંઈ વાત વિષે ભળે,
જન કહે વકરી મરતાં પતિ, "ફ્ટ"કહી સહુ નાત વગોવતી. ૪૬

મધુર ગાન ગવાય નહિ જરા, નવલ જોબનમાં ધરવી જરા,
રમત નિર્મળ તોય રમાય ના, પશુ સમાન ત્રિયા પતિના વના. ૪૭

દુભણ થાય પ્રતિક્ષણ કેટલી, યુવતિવર્ગ થકી વિધવા ટળી,
હૃદયમાં ભડકા બહુ થાય છે તવ સતી યુવતીજન થાય છે. ૪૮

શરદ શત્રુ વસંત મહા અરિ કનડતા પ્રતિવર્ષે છરી ધરી,
શ્લથ થશે લવ યૌવનભાવ ના, પતિ વિના ક્ષણ તે સચવાય ના. ૪૯

અવરનાં સુખ શલ્યસમાં નડે, કપટ ગુપ્તક્રિયા સ્મરથી પઢે,
વિકલતા અભિસાર કરાવતી, શરમને, વિધવા, ભય ત્યાગતી. ૫૦

હનન ભ્રૂણતણું કરતી ફરે, ગરલ નાગણશી વિફરી ઝરે,
વિષયછંદથકી નહિ ઓસરે, તમસ અંધ વિષે વિધવા સરે. ૫૧

કૃતિ વિમાસણ આ વિધવા તણી મન લઈ જગના જન અગ્રણી,
પુનરલગ્ન સશાસ્ત્ર ગણે સદા મહત દૂર થવા જગદાપદા. ૫૨

પતિત નષ્ટ અને પરિવ્રાજક મૃત થયે પતિ છેક નપુંસક,
અવરને પરણી સધવા બની, યુવતિ છે બનતી ઉપયોગિની.

વપુ સુદુર્લભ ને ક્ષણભંગુર, જગતવર્દ્ધન કાજ નવાંકુર;
વિફલ કેમ કરાય ધરી વ્યથા? યુવતિન્ન્યાસ તણી ન શ્રુણી કથા. ૫૪

રસિકને રમવા પુતળી ઘડી કનકવાસિત કાચ થકી મઢી,
અમુકની પણ તે નહિ આગવી, ઉચિત ગ્રાહકને કર આપવી. ૫૫

રસભરી વસુધા સુખવાહિની, લગૉર બીજધર્યે ફળદાયિની,
કુસમયે મૃતદેહ થયે ધણી નવ રખાય કદાચિત વાંઝણી. ૫૬

તુજ સમી ભર જોબન બાળિકા, સકલ ધર્મ તણી નવ દીર્ઘિકા,
વિરલ રત્ન રુડાં તુજથી મળે, વખત એક અરે! નહિ તું ફળે! ૫૭

મદનબાણ રહે બહુ તું ખમી તદપિ નૌતમ રૂપ રહ્યું રમી,
નવ વિયોગ ઘટે તુજ નાથથી; વિધિ અરે! શઠતા તજતો નથી. ૫૮

પણ હવે ગતશોચ ઘણો કર્યે મરણ રાઘવને ન જતા કરે,
સમજણાં થઈ શું મનમાં બળો, ઋણસબંધ હતો તમ તેટલો. ૫૯

લઘુ વયે તમ લગ્ન થયાં હતાં, નહિ સબંધનું સાર્થક જાણતાં,
અહિત કે હિત ના સમજી શકો, અગર ખાત ખરેખર આચકો. ૬૦

પરણુતી વખતે પરતંત્રતા, શરમથી ન વિચાર થતા છતા,
જનકની પણ રેં બહુ આયના, રમણ જાત થકી પરખાય ના; ૬૧

ત્યમ થયું તમ લગ્ન સમે નક્કી, જનક વશ્ય પડી પ્રિય જાનકી,
લટભ કયાં અથવા સુરસુંદરી રઘુકુમાર સમા વરને વરી. ૬૨

અવસરે ધર બ્હેન! સ્વતંત્રતા, ત્યજ પ્રમાદ, વિષાદ, દરિદ્રતા,
પ્રથમથી પણ બંધન કયાં હતું? અળ થયું મનનું હવણે છતું. ૬૩

સખિ! કજોડ થકી અળગાં થયાં, વિષમ રાત પ્રભાત વહ્યાં ગયાં,
દઢ વિચાર કરી ઘર માંડશો જરુર માતપિતા વ્યથ કા'ડશો. ૬૪

ઘટિત નાથ હવે તમને જડ્યે ભવ મળે ભવબંધન ના નડે,
સુખ નિરંકુશ ભોગવશો તમે, અમર નામ થશે કલિને સમે. ૬૫

યુવતિ-સંકટ. સદ્ય નિવારશો, જગતની પણ આશિષ પામશો,
પ્રકટ શાસ્ત્રપ્રમાણ બતાવશો, અધમ દુષ્કૃતિને અટકાવશો. ૬૬

અતિ ઘણા ઉપકાર પ્રજા પરે પુનરલગ્ન કરી કરશો ખરે,
નિજ અને પરનું કૃતિ એકથી હિત કરો વધુ શું રહ્યું એહથી. ૬૭

નહિ ફરી ફરી યોગ રૂડા મળે, ન મન નિત્ય દશાનનું ગળે,
મુજ સમી તજતાં તમને હળે જરુર પુન્ય પ્રભાવતણા બળે. ૬૮

કનકમંદિર ગોખ અગાશિયો સકલ શોક રહે થઈ દાસીઓ,
ભુવનચૌદ તણા અધિકારને અનુભવો પરણી ઘરઆંગણે. ૬૯

દિનદિને નવ જોબન ખીલશે, વદનશબ્દસુધા પતિ ઝીલશે,
દ્વય થશે સુરસુંદર દીકરા, અવનવા ફુટશે સુખના ઝરા. ૭૦

રતિ તણાં અભિમાન તજાવશો રમણ અંક વિષે જવ લાડશો,
ઝટ થશે મન જે કંઈ ધારશો, સખિ! મને પણ સ્હેજ વિસારશો. ૭૧

અભિનિવેષ થયો પતિને ઘણો, વિરહથી વધતો પણ સોઘણો,
સકળ કાળ વહે તુજ ધ્યાનમાં, નૃપતિ ભાન ભૂલે તુજ તાનમાં. ૭૨

મન પ્રિયા તન કે સુતમાં નથી, રમત ભોજન ઉદ્યમ કે નથી,
ચલવતા સહુ રાજ્ય પ્રધાનથી, ઉપજ નીપજની પરવા નથી. ૭૩

શ્રવણ અન્ય ન અક્ષર સાંભળે, નયન અન્ય વિષે પણ ના ઢળે,
વદન શબ્દ ન અન્ય જરા કહે, અવયવો નહિ એક ક્રિયા લહે. ૭૪

લગીર સુંદર કેશ ન હોળતા, સુખડલેપ નથી પ્રભુ ચોળતા,
સુઘડતા ઘડતા ઘટમાં નથી, વસન મંડનને સજતા નથી. ૭૫

અટકતા ચમકી કદી ચાલતા, મનનથી તુજમાં લય પામતા,
નયન સન્મુખ આ છબી કલ્પતા, અહરરાત તને પતિ ઝંખતા. ૭૬

ન વરણાય દશાનનની દશા, જળ સમીપ છતાં ન છીપે તૃષા;
અપટ ઊંઘ વિષે તમને લવે, જન કહે નૃપ છેક ખસ્યા હવે. ૭૭

સખિ! અનર્થ તને કહું કેટલા, સ્તુતિ પ્રયુક્તિ થઈ મુજ નિષ્ફલા;
સદન સ્નેહ સટે કલહે ભર્યું, સ્વજનજીવનમાં વિષ સંચર્યું. ૭૮

જગતમાં પ્રમદાજન આગળ પતિ કદા ન કહે નિજ પોકળ,
તદપિ અત્ર મને નૃપ મોકલે, ગણ પરાધીનતા ગઈ કેટલે! ૭૯

નિજ અને પરદુઃખ મટાડવા, ઉદિત રાજ્ય તણી સ્થિતિ રાખવા,
જયજયાત્મક લોક ત્રણે થવા, મન કરો સખિ! રાવણ પર્ણવા. ૮૦

વિરહઅગ્નિશિખા ઝટ ઝાલવા, ઝરણ અશ્રુ તણાં પણ ખાળવા,
ત્રિવિધિ તાપ તણી વ્યથ ટાળવા, મન કરો સખિ! રાવણ પર્ણવા. ૮૧

શરણ–આગતનો કર ઝાલવા, ચરણ–સેવકને પ્રતિપાળવા,
મરણથી અધિરાજ ઉગારવા, મન કરો સખિ! રાવણ પર્ણવા.૮૨

સુખ અલૌકિક લૌકિક પામવા, નિજ સમાન ગરીબ બનાવવા,
વિકૃતિમાં ડુબતો જન તારવા, મન કરો સખિ! રાવણ પર્ણવા. ૮૩

જયમ કરે નભમાં સતી રોહિણી, જળસમુચ્ચયમાં પણ પોયણી,
ઉદય અસ્ત વિષે વર ચંદ્રમા; ત્યમ રહો થઈ રાવણની રમા. ૮૪

સખિ! થશો ત્રણ લોકતણી રમા, નહિ રહે પણ ઈશ્વરની તમા,
સુર વદે પગલે પગલે ક્ષમા, થઈ રહો કદી રાવણની રમા. ૮૫

હૃદય સ્નેહ દયા ધર બ્હેનડી! શુભ મુહૂર્ત તણી લઈ લે ઘડી,
પરણ રાવણ-કિંકરને સતી! વિભવથી કર લજ્જિત શ્રી રતિ. ૮૬

વિધિ તણા સખિ! લેખ ખરા કરો, ગત વિમાસણ કાળ કરો પરો,
પ્રસરવા જયમ વારિ વિષે ધરો, રસિક રાવણ રમ્ય ધણી વરો." ૮૭

નમન એમ કહી મનથી કરી, વદનને કરી નમ્ર મનોહરી,
નખ થકી બહુ ખોતરતી ધરા, શરમના પડતા મુખ શેરડા. ૮૮

અધમતા ન શકે નિજ છાવરી, ન સતી સન્મુખ વક્ત્ર શકે ધરી;
રહિતતારકચન્દ્ર વિભાવરી ત્યમ બની તમસાવૃત, બ્હાવરી. ૮૯

( શાર્દૂલવિક્રીડિત. )

જન્મીને નિજ સાથ, સાથ વસતું, જે ગુહ્ય કે' સાંભળે,
પોષે અંગ, જડાય જીવસહ જે સત્પ્રીતિની સાંકળે,
આપી તે હૃદયેશને હૃદય, સીતા આત્મચિંતા ત્યજી,
આવાં નિષ્ઠુર વાક્ય કર્ણ પડતાં શું દૈન્યને રે' ભજી? ૯૦
જાતે શાન્તિગૃહેશ ધૈર્ય ધરવા પૃથ્વી તણી પુત્તળી,
કાન્તા પ્રેમ અખંડ ધારણ કરે ગંગા સમી નિર્મળી;
આનન્દી રવિવંશની કુળવધૂ શું પૂર્ણિમાની તિથી,
ચંડી તુલ્ય પ્રચંડ આજ બનતી નિર્માલ્ય વ્યાજોક્તિથી. ૯૧

**સર્ગ સત્તરમો સંપૂર્ણ.**

---

# સર્ગ અઢારમો.

## સીતાનું પ્રતિવચન.

( દ્રુતવિલંબિત વૃત્ત )

જ્વલિત તીવ્ર દિવાકરનાં કરો, મદનનાં પણ નિર્દય જે શરો,
પતિવ્રતા ગણશે હલકાં ઘણાં, વચનબાણ લહી અળખામણાં. ૧
અધમનાં અપમાન ત્રિયા સહે, વરસ બાર વિદેશ વિષે રહે,
અશનપાનસહાય વિના મરે, પણ અભાવ ન કાન્તતણો ધરે. ૨
મહત ક્રોધ રહ્યો મન છાવરી, યુવતિ અગ્નિ રહી નયને ભરી;
બળતરા બળતાં બળવત્તરી, જળસુતા ઠરતી વડવા ધરી. ૩
મસ વધ્યો કલમ ખેદ રુવે રુવે, વિકટ સિંહણ પેઠ સતી જુવે,
રૂધિર ધૈર્ય વિવેક ગયાં ઉડી, ઉકળતા જળરોષ વિષે બુડી. ૪
વદન કોમળ ચડ જણાય છે, કમકમી નખથી શિખ ખાય છે,
દશનથી અધરોષ્ઠ ડસી હસે, ચટકને ગ્રહવા સમળી ધસે. ૫
રઘુકુલાત્મજ અંતરમાં ધરી, નવ ગણે નિજ જીવિતને જરી,
યુવતિ ઉત્તર નિઃસ્પૃહ આપતી, તૃણસમાન દશાનન લેખતી. ૬
“અરરર! આ કુળજા કુલટા થઈ, મતિ કુસંગ થયે અવળી વહી,
ઉદધિની પણ ગંગ પ્રિયા થતાં, જરુર સ્થાનકથી થઈ ભ્રષ્ટતા. ૭

ફસવવા મુજને વ્યભિચારમાં, ઉર વિચાર જરા પણ ધાર માં,
તુજ મનોરથ વ્યર્થ મનોહરી! વિચરતી નૃપલી! ઇહ ના ફરી. ૮

તુજ સમી મયના કુલકજ્જલ, શ્વસુરબ્રાહ્મણવંશહળાહળ,
જગતમાં જનમે યદિ આત્મજા, વરણસંકર થાય બધી પ્રજા. ૯

ન ગૃહિણીમુખ આ ગિર છાજતી, નફ્ફટ બોલ કહી નથી લાજતી,
પુનિત અંતર આ મુજ કલ્પતુ, કદી થશે તુજ આતમજનો ક્રતુ. ૧૦

લગીર સાંભળ મૂરખ! વાત આ, સતત કાલ નથી સરખા જતા,
શશિ દિવાકર ઈશ અને વિધિ, ઋષિગણો હઠ યોગ તણા નિધિ, ૧૧

સરવ કાળ તણા વશમાં ગયા, અમર તોય અનંત નથી રહ્યા,
ક્ષણિક આ જગમાં ગુરુતા ધરો, ઉદય અસ્ત ચરાચરમાં ખરો. ૧૨

વખત નાશ કરે પણ નામનો, ગરવ આદરવો નહિ કામનો,
જગતમાં જનમી જન જાય છે, જનમ મર્ણ અભેદ્ય જણાય છે. ૧૩

વપુ સુરંગિત પંજર સુંદર, પણ અસૂ વિચર્યે કૃમિનું ઘર;
અડકતાં સહુકો અભડાય છે, નિરખતાં મનમાં ભય થાય છે. ૧૪

નરક મૂત્ર અને કફ પિત્ત ને, કરમ કીટક શ્લેષ્મન વાત ને,
રુધિર માંસ ત્વચા જળ હાડકાં વપુ કરે કુટડાં રહીં ઠાવકાં. ૧૫

જન પ્રસૂતિ બધાં મૃતિકા તણી, વિષય વીર્યથકી પ્રતિમા બની,
ઉપરનું ઉતર્યે ન રહે ખપ, સમજ નાટકશાળ તણા નૃપ. ૧૬

જરુર જીવિત બુદ્બુદ જાણવું, ગતપરાયણ એ પરમાણવું,
નિજ નથી નહિ થાય થયુ નથી, અભણ જાળવવા મટતા મથી. ૧૭

યદિ ઉપાય કરે શતકોટિધા, અમૃતપાન સમાધિ કરે સદા,
પણ ટકે વધુ ના ક્ષણ પ્રાણ જો વિરહ શોક વ્યથાકર જાણજો. ૧૮

મનન ન્હાય અહોનિશ આદરે, અભય સ્થાનકમાં અથવા ધરે,
નયન ચંચળથી પણ સાચવે, તદપિ જીવિત અન્ય જશે ભવે. ૧૯

વિપળનો વિશવાસ રખાય ના, નિજ નિકેતન દેહ ગણાય ના,
કયમ વિજાતિસબંધ ઘટે કશો? સુજનનો ચળમાં દૃઢ પ્રેમ શો? ૨૦

પથ સદા જડ ચેતનના પ'રા, પ્રકૃતિમાં જયમ વ્યોમ અને ધરા;
નિજ ગણી વપુને હલકાં જનો ખરખરો કરતાં ચળ વાતનો. ૨૧

વદનપંકજ અંબુજલોચન કનકકાય સુરાસુરમંડન
યદિ ત્યજે વપુને રઘુનંદન; મુજ સબંધ થયો નહિ ખંડન. ૨૨

બહિરઆકૃતિને પરણી નથી, બળ વિભૂતિ ક્રિયા પરખી નથી,
સુકુળ માન અનેક પ'રાં કરી મન મળ્યે રઘુનંદનને વરી. ૨૩

અચળ પ્રેમ કરી મુજશું પતિ ન કરતા પ્રમદા અળગી રતી,
વિધિ કરે વપુથી અબળા છડી તદપિ અંતરમાં છબી છે જડી. ૨૪

વપુ-ઉપાધિ ટળ્યે જગતી ટળી, ઉભય જીવ બની શિવ રે' મળી;
મુજ વિયોગ યદા ન સહી શક્યા રમણ આ હૃદયે ઝળકી રહ્યા. ૨૫

લગીર ખેદ નથી મનમાં થતો, વિરહદાહ નથી તનમાં થતો,
વપુ તજે પ્રભુ જો મુજ કારણે સતત તો ઝુલશે મનપારણે. ૨૬

જગતચક્ર ભલે અટકી પડે, સરિત ને ગ્રહ વાયુ ભલે ખડે,
ઘર કરે ક્ષરતા જઈ અક્ષરે, પણ સતી પરણી ન પછી ફરે. ૨૭

મુજ સબંધ ન આ અવતારનો, ઉભળકો નહિ કૃત્રિમ પ્યારનો,
અલી! ભવોભવના પરણેતને કયમ તજાય કરી ચલ હેતને. ૨૮

સતત જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં મગન તુષ્ટ રહું રઘુનાથમાં,
વિષયથી પણ જે પરનું ચરે પુનરલગ્ન ભલે કરતાં ફરે. ૨૯

મૃતધણી વિસરી જઈ સુંદરી, ધરમત્યાગ કરી મદની ભરી,
વિજનમાં વ્યભિચાર ઘણા કરે પુનરલગ્ન ભલે કરતી ફરે. ૩૦

યુવક વાક્પટુ સુંદર ને બળી નિરખતાં વિષયે થઈ પુંશ્ચલી,
કુટિલ કર્મ અહોનિશ આદરે, પુનરલગ્ન ભલે કરતી ફરે. ૩૧

અમલ અંતરમાં મન મારતાં, હૃદયવલ્લભની છવિ ધારતાં,
ન શિખતાં રમણી રમતી ફરે પુનરલગ્ન ભલે કરતી ફરે. ૩૨

મૃત સજીવન તોપણ જો પતિ હૃદયથી સમજે પ્રમદા પતિ,
મનવિકાર પછી ક્ષણ ના ટકે, પતિવ્રતા છકશે પતિને છકે. ૩૩

તપનવંશજચંદ્ર ગયા મરી પ્રલપતાં પણ હિમ્મત તે ધરી,
સમજતી નહિ ભેદ મનોહરી! અગર બોલત બોલ જરા ડરી. ૩૪

પ્રભુ અખંડ અભેદ્ય અછેદ્ય છે, વિકટ અંતકના પણ અંત છે,
રઘુકુમાર ચરાચર-રામ છે, મરણથી પર, પૂરણ બ્રહ્મ છે. ૩૫






[illegible] અમે મો[illegible] જન લોકમાં પ્રકૃતિ પૂરૂપ કે તપ સત્યમાં,
ન ક્ષમ ધર્મધુરંધર મારવા, પરશુરામ ઉભા જવ જાપવા. ૩૬

નહિ મને પરણ્યા પ્રભુ ઠગારી, નહિ નિશા સમયે તમથી ડરી,
નહિ વિરાન વિપે અબળા હરી, નહિ છળે ફ્રેસવી પરસુંદરી; ૩૭

કઠિણ નિષ્કસથી જ કસાઈને, શિવધનુષ્ય સલીલ ઉપાડીને,
નૃપ અમાત્ય પુરોહિત દેખતાં, વહુ કરી વરમાળ પ્રહેરતાં. ૩૮

બહુ સુચિહ્ન અને શણગારને મસ ડમાક સમેત સજી તને,
અતિ અહંપદ આશથકી ભર્યા વિરલ ભૂપ પરાભવ જ્યાં ચર્યા, ૩૯

સુભટ નમ્ર ગુણાકર તે સમે વય કિશોર મહાબળ જ્યાં રમે,
જનકમાં મુદ, લાજ નૃપાળમાં દઈ, થયા વર ગૌરજ કાળમાં. ૪૦

વહુ નિરંતર અંતરમાં ધરી, ન તદનંતર દુઃખ દિધું જરી,
સતત નૌતમ લાડ લડાવતા, સુપથ લક્ષ્મણ ભ્રાત બતાવતા. ૪૧

નવલ મંગલ જંગલમાં ઘણું જનકઘેર હતું નહિ જે અણુ,
શુભ નિરંકુશતા વનમાં હતી શ્વસુરઘેર હતી નહિ જે છતી. ૪૨

નહિ વરી સુખરૂપ પ્રભાવને, નહિ વરી ઘર કે જર લ્હાવને,
નહિ વરી કુળ વૈભવ રાજ્યને, પણ વરી હૃદયંગમ રામને. ૪૩

નહિ દિઠા ગુણસાગરના કર, અનુભવ્યાં નહિ તીક્ષણ તે શર,
નયનથી ન દિઠા પરથી પર પુરુષ એકજ સીતતણો વર. ૪૪

પણ અધર્મ સમૂલ ઉરાડવા, નૃપતિનો મદ ગર્વ ઉતારવા,
જગતમાં ફિટકાર કરાવવા, અધમના અઘઓઘ ભરાવવા, ૪૫

ખળતણી ખળતા અટકાવવા, વિષયને વિષનાં ફ્ળ લાવવા,
સ્વજનસેવકભાવ બતાવવા, કદી રચી પ્રભુએ નવ યુક્તિ આ. ૪૬

ક્ષણ વિચાર જરા કર મંદધી ! પરત્રિયા પર પ્રીત પડે વધી,
સહન સેવક તે પણ ના કરે મરણસન્નિધ રાય કર્યો સ્મરે. ૪૭

સકળ સ્થાવર જંગમ દ્રવ્યનો નિયમ અક્ષર ને ક્ષર ભાવનો,
પ્રભુ કરે પણ તે રણમાં મરે, પ્રિયવધૂ, થઈ વ્યંઢળ, વિસ્મરે, ૪૮

ગલત એ ગપ મૂર્ખ છતાં ગણે, ગઢ હવાપર શા નવરી ! ચણે;
પણ તને અવળું સવળું વસે, પતિત જ્યાં પતિ ત્યાં સુમતિ ખસે. ૪૯

હરખતી ન નિશાચર નાથમાં, મલપતી ન સુરારિ-સુપુત્રમાં,
પ્રમુદતી ન વિરાચિત સેનમાં, રઘુકુમાર રમે રણરંગમાં. ૫૦

અવર નાથ મને પરણાવવા છળ કર્યો મસ ફંદ ફસાવવા,
તદપિ રાઘવરત્ન જશું ગળે અવર નાથ ભલે તમને મળે." ૫૧

વચન આ સુણતાં થઈ આપડી મયસુતા મસ ખેદ વિષે પડી,
અરર! શાપ સતીજનનો પડ્યો સમજતાં અહિ-કંપ તને ચડ્યો. ૫૨

વિકલ લજ્જિત અંક ભરી ભરી, મયસુતા વિનવે ડુસકાં ભરીઃ
"શિયળની અધિદેવિ દયાવતિ! કર ક્ષમા હતભાગ્ય સતી પ્રતિ. ૫૩

લગીર વાંક કર્યો મનથી નથી, દુભણુ લેશ કરી તનથી નથી,
છક જરાય થયો ધનથી નથી, મુજ સમાગમ દુર્જનથી નથી. ૫૪

પતિવ્રતા ધરમી પણ હું વહુ, વચન માન્ય કરૂં પતિનાં સહુ,
નવ ગમે પણ શાસન માનતાં સખિ! દિધો ક્યમ શાપ અજાણતાં? ૫૫

તુજ વિચાર બધા સવળા સુધા, તનય તાત કુતર્ક કરે સુધા,
વિરસ ન્હાય અયોગ્ય સબંધને, જરુર રામ રુઠ્યા દશકંધને." ૫૬

હૃદય શૂન્ય થયું ગતિ મંદ ને ધવલતા વદને જળ લોચને,
વચન ગદ્ગદ ને શ્લથ ગાત્રમાં નમન નમ્ર કરી પડી માર્ગમાં. ૫૭

ધરમનીતિ ડહાપણ વીરતા, સમજ હિમ્મત જ્ઞાન ઉદારતા,
પ્રભુસહાય નવે ગૃહખાટલે વિષયને ભજતાં સઘળાં ટળે. ૫૮

(અનુષ્ટુભ્.)

શુદ્ધિ બુદ્ધિ ગયાં નાશી સીતાનાં પણ આ સમે,
ત્રિયાવાક્યો ત્રિયાચિત્તે લક્ષ વજ્રસમાં દમે. ૫૯

ધૈર્ય એ કેટલું રાખે વટાઈ ગિરિભારથી,
દબાઈ જેમ ત્રાસેથી પનોતી હનુમાનથી.

**અઢારમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ઓગણીસમો.

## હનુમાનની અવસ્થા, ઋષિ, મૃગયા, નદી તથા ગિરિ, ઇત્યાદિ વર્ણન.

( વસંતતિલકા. )

ક્ષારાબ્ધિને તટ પડ્યો હનુમાન વીર,
ગાત્રો બન્યાં શિથિલ ને વપુ લ્હાહીર;
પીડા કરે સકળ ઇંદ્રિયને અધીર,
વીરત્વનું પણ ચક્યું હૃદયે ખમીર. ૧

ક્યાં રામ લક્ષ્મણ વિભીષણ ક્યાં સુરારિ,
સુગ્રીવ નીલ નલ-અંગદ ક્યાં હતારિ;
ક્યાં સેન યુદ્ધ શર આયુધના ધડાકા,
ક્યાં વીરશબ્દ "જય" ને "હર" ના તડાકા. ૨

એ સર્વ શૂરજન વિસ્મૃતિમાં પસારે,
સંમૂર્છના હૃદયમાં જવ લેઈ પ્યારે
લે છે શિલાપર નિરંકુશ ઊંઘ ભારે;
તોડી શક્યો યુવતિ–બંધન કોણ ક્યારે? ૩

વાતો સુગંધિત પ્રભાત તણો સમીર,
સિંહો મૃદંગ સમ નાદ કરે ગભીર;
ઝીણા ઉડી કણ કરે અભિષેક ભારે,
પંખી કરે મધુર મંજુલ ગાન પ્યારે. ૪

પાદારવિંદપર સ્પર્શ કરે કરેણુ,
પુષ્પો ગરે પતવતાં જયમ પૂર્વ લ્હેણુ,
વક્ત્રારવિંદપર ઝાકળ શું ઝમે છે;
લીલા પ્રિયા પતિ સમીપ શકે રમે છે. ૫

સંદેશ ચાર સમ ભૃંગ ભમી કહે છે,
આકાશ છત્ર નયથી કપિને ધરે છે;
વર્ષે સુધાકર સુધા કરથી વિશુદ્ધ,
ઉષ્ણાંશુ હુંફ ધરતો દઈ શુદ્ધ બુદ્ધ. ૬

જોતો ચતુર્દિશ ઉઠી ન જણાય રામ,
પૂર્વાનુભૂત રણચંડક્રિયા ન નામ;
ભૂલો પડ્યો રિપુજને ભુરક્યો જરૂર,
એવા કુતર્ક કરતો પણ મૂઢ શૂર. ૭

( ગીતી. )

ક્રોધ શોકને આશા શૌર્યે ત્રાસ ને અધીરતા ભારે,
ધીમે પગલે ભમતો ત્રસ્ત વિરોધી વિકારથી હારે. ૮

શાપ હૃદયથી દેતો વિલાપ યોદ્ધો મનાધિથી કરતો,
રામ રામ મુખ બોલે આગળ ચાલી વળી પુઠે ફરતો. ૯

ક્યાં જાવું શું કરવું સહચરને ખોળવા કઈ રીતે,
તેની સૂઝ ન પડતાં વીરો તોએ છળી ગયો ચિત્તે. ૧૦

આતુરતા મસ વધતાં અંતરના નવ સહાય ધબકારા,
ભ્રાન્ત થએલો ભટકી આવ્યો જ્યાં છે પડ્યા મિત્ર પ્યારા. ૧૧

( મંદાક્રાન્તા )

ઉચ્ચે શ્વાસે રણભુવનમાં આંખ નીચી કરે છે,
મિત્રો જોતો મરણ સજતા આળપંપાળ કે' છે;
કૂટે હૈયું કરદ્વય ઘસે કેશ ખેંચી રડે છે,
શૂરો તોયે પ્રિયવિરહથી આળચેષ્ટા કરે છે. ૧૨

"હા ! હા ! શી આ વિપરીત દશા ! દુષ્ટ શી દૈવ, બુદ્ધિ !
અન્યાયી ને અધમ શઠની, આજ ક્યાં પક્ષ લીધી !
પાણી સાથે જળ જયમ મળે કીચની સાથ કીચ,
સાથે બેઠા નિશિચર, વિધિ, હન્ત ! એ જીવ નીચ ! ૧૩

( શિખરિણી. )

પડ્યા જુઠ્ઠા પાસા વિજયકર બાજી રદ થઈ,
પડી ભાગી આશા હૃદયગતવાતો ગત થઈ;
પડ્યું આવી માથે ત્રણ ભુવનનું દુઃખ અવળું,
પડ્યું ભુંડે હાથે ત્રણ ભુવનનું રત્ન નવલું. ૧૪

ગયું સંસારેથી ધરમ નયનું જોર જબરૂં,
ગયું ક્ષત્રીમાંથી કપટવણ શૂરાતન ખરૂં,
ગયું લંકામાંથી પુનિત પતિપત્નીવ્રત હવે;
ગયું હર્મ્યોમાંથી સકળ સુખ, શ્રીરામ ન હવે. ૧૫

ગયો સંતાઈને પ્રિયજન તણો શીતલ શશી,
ગયો સંતાઈને નૃપકુલ તણો સૂર્ય અવશી,
ગયો સંતાઈને મદનરસકેરો અધિપતિ,
ગયો સંતાઈને કૃતિ યતિસતીનો પ્રિય અતિ. ૧૬

મહત્તા ભક્તોની, પ્રિયતમ સખા કૌશળજન,,
શરો સાથી સાચો, અનુપમ મણિ ચૌદ ભુવન,
ત્રિયા જીવ્યા કેરૂં ફળ, બળ મહાવીર સઘળું,
જતાં, ખોઈ બેઠાં, રઘુવર મહા સિંહ–પગલું. ૧૭

સમીપે માતાની ખબર મુખ શું લેઈ કરવી,
છતે દેહે હા! હા! અસુરગૃહમાં સીત તજવી!
હરાયો છંડાયો સહ બળ અને ઓજ વિચરે,
છતાં કોને માટે કૃપણ મુજ આ પ્રાણ ન સરે! ૧૮

લઈ છાતી સાથે નયનદ્વયથી અશ્રુ ઝરતાં,
"અહીં બેસી બેટા! કુલ જમ," મને સીત કથતાં;
પછી ધીમે ધીમે મૃદુ વચનથી રામપતિની,
મને પૂછે વાર્ત્તા સ્તિમિત નયને ત્રસ્ત હરિણી. ૧૯

હવે આજે જાતાં અતિ ઉમળકે કોણ મળશે,
હવે તો માતાનાં મુજ વચનથી ગાત્ર બળશે;
હવે શું જોવાશે ગરીબ મુખ સીતાસરિતનું?
અરે હાએ! આજે મરણ પણ મોઘું કપિતણું. ૨૦

હવે શા સારૂ આ જડ વપુતણો મોહ ધરવો,
હવે શા સારૂ આ દિન વિરહમાં આમ ગમવો;
હવે શા સારૂ આ ગતવિષયનો શોચ ધરવો,
હવે તો સીતાનો રમણ મળવા યત્ન કરવો." ૨૧

( ઉપેદ્રવજ્રા. )

ત્યજી દઈ તર્કવિતર્કશક્તિ ત્રણે દશામાં રઘુનાથભક્તિ,
વદી "અરે રામ!" લઈ કટાર ઉંચે જવા વીર થયો ટટાર. ૨૨

( પ્રહર્ષણી. )

કલ્પાન્તે પણ પ્રભુ થાય દીનસ્હાય્ય,
આ કાળે નિજજન કાંહુ સદ્ય સા'ય;
જેવો એ અઘટિત કાર્યમાં તણાયો,
તેવે કો મુનિવર આવતો જણાયો. ૨૩

( પ્રમાણિકા. )

કરે ગ્રહી કમંડલુ, પદાબ્જ માંડતો હળુ,
કુરંગચર્મ ધારતો, મહા તપે વિરાજતો. ૨૪
ઉપોષણે ગઈ ઉંડી, તથાપિ તેજ દે રુડી,
દયા સદૈવ વર્ષતી, ચકોર આંખ શોભતી. ૨૫

( સેનિકા. )

હેમકૂટની ગુહા તણી ઘટા, પાશ કે પ્રપંચ-ગુંથણી જટા,
ત્યક્તભ્રાન્તિ કાન્તિ શાંતિ ધારતો, શ્યામ મેઘરૂપ લેઈ રાજતો. ૨૬

( રથોદ્ધતા )

ધારતો બગલમધ્ય પુસ્તક જેમ વાળી દશકંધ મસ્તક,
શાન્તિની સતત વૃષ્ટિ સારતો, ધૂર્જટિ રહિતવહ્નિ શોભતો. ૨૭

( મોતીદામ. )

દરી નખ વલ્ક જટા તરુ હાથ, તુષાર સુધર્મ સુવર્ણ સુજાત,
શિખામણ ઔષધ ને નદ સ્નેહ, ઉભો ગિરિરાજ ધરી લઘુ દેહ. ૨૮

( શૈલછંદ )

કરે એરખો, કંઠ રૂદ્રાક્ષમાળ, ધર્યાં અંગ કૌપીન ને વૃક્ષછાલ,
વિનાખાર અંભોધિ જેવો ગભીર, વહે શીત જ્ઞાનાગ્નિ ધારી સમીર ૨૯

( અનુષ્ટુભ્ )

અષ્ટસિદ્ધિ બને દાસી, કાળ સેવક થાય છે,
અદ્વૈતસિદ્ધિ નિર્વૈરી, ગુણાતીત જણાય છે. ૩૦

( ઇંદ્રવંશા. )

સંસારની જાળ સમૂળ તોડતો, આનન્દમાં સચ્ચિતરૂપ મ્હાલતો,
ધરે કૃપા તોય તટસ્થ વર્ત્તતો, કર્મે રચેલાં પડને ઉપાડતો. ૩૧
ધારે પગે શુદ્ધિ સુબુદ્ધિ પાવડી, ભવાબ્ધિ કેરી તરતાં તલાવડી,
રક્ષાર્થે આવે મુનિ વાટ કાપતો, જાણે ગુરૂત્માન્ વિભુનામ જાપતો. ૩૨

( દોધકછંદ. )

દૂરથકી અણુદેહ ધરે છે, પાસ થતાં પણ ભવ્ય દિસે છે,
પાર વિના ઉપકાર થવાને મંત્ર સમાન વધો ગિર છાને. ૩૩

( જલધર માલાવૃત્ત. )

"ધીરા વીરા હૃદય ધરી સદ્બુદ્ધિ, લાવી દે જો હિમગિરિની ઔષદ્ધિ,
સેના સાથે રઘુપતિ તો જાગીને, શિક્ષા દેશે અવિનીત દુર્ભાગીને." ૩૪

( ઉપજાતિ. )

એવું વદી અંતરધ્યાન થાય, ઉત્સાહમાં વાનર શો તણાય,
વિકલ્પ સંકલ્પ બધા તજીને, ઉડ્યો યથા શાસન તે સજીને. ૩૫

( શાલિની. )

જોતાં જોતાં વિજળીની ત્વરાથી દોડ્યો જાએ સ્વર્ગમાં જેમ હાથી,
લાગ્યો શ્રદ્ધાઆશપક્ષો ચલાવા ઉડ્યો જાણે બાજ શીકાર સ્હાવા. ૩૬
મારે ફાળો ના કર્યો કો વિચાર, ખાવાપીવાનો કરીને ઉધાર,
જ્યાં વ્હાલાનો દેહ જીવે પરાણે પૂરો પ્રેમી તુચ્છ ત્યાં સર્વ જાણે. ૩૭
ભારે વેગે વાયુનો પુત્ર દોડે, શાનો થાકે રામનું નામ જોડે,
ત્રાસે ચિત્તા કેસરી સૂસવાટે, ત્રુટે વૃક્ષો દોડવાને સપાટે. ૩૮
જાણે વેગે અંતનો વાય વાત, થાતો જાણે વજ્રકેરો નિપાત,
જાણે હાથી સ્વર્ગમધ્યે બરાડે, જાણે ભૂતો ભૈરવો રા'ડ પાડે. ૩૯
જોતો જોતો ગ્રામ ને ખંડ પ્રાન્ત, ઉદ્યોગી ને ભીત ને લોક ભ્રાન્ત,
ત્રસ્તા નારી મંદિરોમાં વિલાસી, ચાલ્યો જાએ ઉત્તરાશાપ્રવાસી. ૪૦
જોતો જોતો ક્રૂરતા રાન કેરી, મિથ્યા વૈરે સૃષ્ટિ સર્વત્ર ઘેરી,
ષડ્વૈરીના ગ્રાહમાં લોક ગ્રસ્ત, ચાલ્યો જાએ જોશમાં વાયુ–વત્સ. ૪૧
મેદાનો ને પર્વતોની ગુહામાં ઝાડીઓ ને બાંડ ને ટેકરામાં,
સૂધી કા'ડી શ્વાન ભારે શીકાર અશ્વારોને હર્ષ આપે અપાર. ૪૨

( સોમરાજી. )

મહાવેગવાળા તુરી રૂપવાળા ચઢી ઉચ્ચયાળ ભરે ભવ્ય ફાળ, ૪૩
ધરાને ધમીને પરાણે નમીને વધે સ્વેદ મેદ ધરે કો ન ખેદ. ૪૪
કરે હણહણાટ તજી ને ઉચાટ, ચઢાવી રુવાંટ કુદી જાય વાટ. ૪૫
ખરી ધાપ મારી હસીને શીકારી મુકે બાણ કારી પશુપ્રાણહારી. ૪૬
હજુ વાઘ દોડે પડ્યો જેમ હોડે, ઘણાં બાણ છોડે અસૂને વછોડે. ૪૭
નહિ તર્ષ લાગે નહિ અન્નમાગે, નહિ તાપ વાગે નહિ થાક જાગે. ૪૮
દયાભાવ છોડી કરી રીશ ચોડી વિનાદોષ પ્રાણી હણે હર્ષમાણી. ૪૯
લઈને કમાણી કરે છે ઉજાણી, સ્મરીને ભવાની રમે છે ગુમાની. ૫૦

( ચામર. )

બૂમ પાડતાં અનેક જીવ ગૂમ થાય છે,
પારધી મહાન રીસભેર ખીજવાય છે;
"માર માર" એમ વાર વાર શબ્દ થાય છે,
જેમ સિંહસૃષ્ટિનો વિનાશ આજ થાય છે. ૫૧

( હરિગીત. )

નિજ જીવને સંરક્ષવા નાસે કુરંગ વિહંગડાં,
સામાં થતાં ભડકેસરી ચિત્તા અને પ્રાણી વડાં;
બહુ ક્રોધ તે પર શોધ તેનો થાય પૂરણ ખંતથી,
જ્યમ દુષ્ટ કેરા રાજ્યમાં લવ આત્મસંરક્ષણ નથી. ૫૨

(સ્રગ્ધરા.)

ચોર્યાં નેત્રો કુરંગે કટિ યુવતિ તણી કેસરી લેઈ જાય;
તેથી સારંગપાણિ ગરુડપર ચ'ઢી મારવા જેમ ધાય;
કાળી બીજે સ્વરૂપે પશુપતિ અથવા ધાવતાં પ્રાણસ્હાજા,
તેવા આ પારધીઓ રજ તન પડતી તોય લે પ્રાણલ્હાવા. ૫૩

( માલિની. )

મરણ શિર ભમે છે, વસ્તિમાં તોય ક્લેશ,
નગર સગર, હર્મ્યો ષડ્રિપુના પ્રદેશ,
ધન યુવતિ ધરાર્થે ધીકતાં વાટ ઘાટ,
ચકિત મુદિત જોતાં દોડતો વર્ણિરાટ. ૫૪

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

જોતો જાય સહસ્ર લક્ષ વિભુની લીલા ક્રિયામાનુપી,
થાએ દંગ સુરંગમાં પણ વધે શ્રદ્ધા અનેરી કશી;
શું લીલા પ્રભુતાભરી જગતની ? ને શું કરે માનવી ?
એવા તર્ક વિતર્ક કાંઈ કરતો પો'ચ્યો જ્યહાં જાહ્નવી. ૫૫

વૈમાનો સુરલોકનાં ઉતરતાં આરા બન્યા રત્નના,
જાણે અંબર દૂધ સિંચન કરે એવાં જળો ફેનનાં;
આવે જ્યાં જળકારણે સુરત્રિયા ગંધર્વની સુંદરી,
તેથી રક્ત તટે થએલ સરિતા માણિક્ય રત્ને ભરી. ૫૬

ગાતાં ચાતક ચક્રવાક ચકલાં ગીતો અધીરાઈથી,
નાચે હંસ કદંબ સારસ રટે શબ્દો ગભીરાઈથી;
મેના ખંજન મોર કોકિલ બપૈયા તાનને તાણતા,
સ્વચ્છંદે વરતી નિરંકુશ સુખો સ્વર્ગીય તે માણતા. ૫૭

વાએ શીતળ વાત વાત કરવી શય્યા શિલાની કશી,
મ્હેકે ખાસ સુવાસ વાસ વસવા વૃક્ષે લતા શી રસી;
જાણી પક્ષ કરી ભરે જગપિતા અત્રે બધી ચારુતા,
રાજા ને ઋષિ દેવ ઉત્તર અવસ્થામાં અહીં આવતા. ૫૮

( દ્રુતવિલંબિત. )

નિરખતાં નદ સુંદર જાહ્નવી પુનિત જ્યાં વસતાં પશુ માનવી,
મુદ ધરે હનુમાન જરા ઠરે; શ્રમિતનો શ્રમ સુંદરતા હરે. ૫૯

( ભુજંગી. )

સ્વભાવે પૃથક્ પ્રાણીનો વર્ગ સર્વ તજી દેઈ ઈર્ષા અને વૈર ગર્વ,
રમે ખેલ અન્યોન્યની સાથ ભાવે અભિપ્રાય દૈવી ખુલાસે બતાવે. ૬૦
અજા વાઘ સાથે, કરી સિંહ જોડે રમે કોળ ને નોળ ને સર્પ કોડે;
કુરંગો ગવા વક્રધારી ચરે છે, ઘણાં ખેચરો અંતરાલે ફરે છે. ૬૧
બકો બાજ ને ખંજનો રે' ઠરીને, ભમે ખચ્ચરો ઊંટ ઉંચે ચ'ડીને,
બલીવર્દ ભેંશો વળી ગાય પાડા, રુડા તીવ્ર તોખાર ને પુષ્ટ ગેંડા. ૬૨
શૃગાલો અને સાવદાં શ્વાન નાચે, વળી આલમાંઝાર સ્વચ્છંદ રાચે,
રમે ખીશકોલી ભમે પાટલાઘો, ન લે જીવહિંસા તણો કોઈ ડાઘો. ૬૩

ઘણી કાબરો કાગડા ઘૂડ હોલા, ઘણી ઢેલ પારાવતો મોરટોળાં,
ઘણા લક્કડીઆસુતારો ઉડે છે, રૂડા શબ્દ કાકાકઉઆ રટેછે. ૬૪

રમે મત્સ્ય ને કચ્છ દાદૂર ખેલ, કરે મગ્ગરો સર્વની સાથ ગેલ,
જમે લીલલીલોતરી અત્ર પ્રાણી ફળો ને જળોમાં ખરા સ્વાદ માણી.૬૫

શકે હોય પાળેલ કે ભૂરકેલ વિનાઝેર પૃથ્વી અહીં કે કરેલ,
સુખે કે પડે દુષ્ટ ઇચ્છા છવાણી, રહે બંધુ જેવાં અહી સર્વ પ્રાણી. ૬૬

રમે, ફાળ મારે, કરે નૃત્ય, ગાય, મનોવેગ પેઠે ગમે ત્યાં સ્હવાય,
ગમે તેટલું તેટલી વાર ખાય, નિરાંતે સુવે વાતથી પુષ્ટ થાય. ૬૭

નથી કાંઈ ચિંતા નથી કાંઈ ભીતિ, નથી દુષ્ટ રીતિ નથી કયાં અનીતિ,
નથી જૂઠ ને દંભ વિશ્વાસઘાત, નથી કેર કે વેરનો સંનિપાત. ૬૮

નહિ થાય મૃત્યુ વિના ધર્મદૂત, નહિ બાપ પે'લાં મરી જાય પુત્ર,
નથી ક્રોધ ને લોભ ને મત્સરાદિ, સ્થપાઈ શકે સ્નેહની અત્ર ગાદી. ૬૯

ઉગે વૃક્ષ ફૂળાં વિના આલવાલ, વિના દેવ એક્કે નથી રક્ષપાળ,
ચમેલી જુઈ મોગરા પારિજાત ઉગી બોરસલ્લી અને જાવ જાત. ૭૦

ખિલે કેવડા ચંપુ ગુલાબ શાળી, કરેણા અને સૂર્યવક્ત્રી લજાળી,
હઝારી રુડી ચંદની ગુલબાસ, અગથ્થી વળી ખાખરા અર્કકાશ. ૭૧

ઘટા પીપળા આમ્રન્યગ્રોધકેરી ખુબી લીમડા સાથ દેછે અનેરી,
શમીવૃક્ષ ને આમલી બાવળીઓ બદામો અશોકે બની છે ગલીઓ. ૭૨

ભલા નાગવલ્લી રચે માંડવાઓ, રમે વાંસની હારમાં અંગનાઓ,
ખજૂરી અને તાડ ને નાળિયેર, મહૂડા અને રાયણો સાગ ખેર. ૭૩

રુડાં ફન્નસો અન્નસો બોરકેળ, ઘણાં લીંબુ જંબીર જાંબૂ પડેલ,
ગળ્યાં સંતરાં દ્રાક્ષ ચીકોતરાં ને, ઝુકે દાડમો રામસીતાફળો ને;. ૭૪

પપૈયા અને મિષ્ટ અંજીર જામ, રુડાં કલ્પવૃક્ષો કરે પૂર્ણકામ,
અલુશીંગ ને,કાજુ પસ્તાં અખોડ, મળે દિવ્ય ઉદ્યાનની કયાં ન જોડ. ૭૫

બધી જાતનાં વૃક્ષ ને પુષ્પ વેલ ફળી યોગ્ય કાળે કરે રંગરેલ,
યજે તીર્થ જે દેવ ગંધર્વ નિત્ય મહાવીરનું ત્યાં બન્યું શાન્ત ચિત્ત. ૭૬

વની વર્ણીની સ્વાગતા થાય કોડે, છતાં વૃદ્ધ વૃક્ષો નમે સર્વ જોડે,
ભલી રમ્યતા નર્મદા સાફસૂફ ઉદાસી જનો તોય લે અત્ર હુંફ. ૭૭

જુવે પે'લવે'લું ધરી જન્મ અદ્ય મુદે ઉત્તરે પશ્ચિમે પૂર્વ મધ્ય,
ભરે અન્નપૂર્ણા સદા અન્નકૂટ, રુડી ઋદ્ધિ રક્ષા કરે હેમકૂટ. ૭૮

દઈ હાથ કન્યા તણો શંભુહાથે, શશી સૂર્યને બાંધતાં તેજનાથે,
રમી તારકો વીજ નક્ષત્ર સાથે, બધા પર્વતોને ચઢ્યો છેક માથે. ૭૯

પગે મેદનીનું મહા મધ્ય ફાડી શિરે વાદળાં પાર જાતાં અગાડી,
બતાવે મહા પેટને ભાગ્યશાળી શકે વામને અત્ર રે'ઠાણ ઘાલી. ૮૦

પવિત્રાઈની વક્ષસે છાપ છાપી રહ્યાં ધૈર્ય ગંભીરતા અત્ર વ્યાપી,
ભરી વિત્ત બ્રહ્માણ્ડનું નમ્ર રે'છે, ગુણો ઉચ્ચ શ્રીમાનમાં વિસ્તરે છે. ૮૧

થતાં શાપ એ પાંખ ભાગી પડ્યાથી, સહે આધિ નિશ્ચેષ્ટતાની વ્યથાથી,
મુકે છેક નિઃશ્વાસ રાખી ઉચાટ શકે થાય તેનો મહા સૂસવાટ. ૮૨

( દોહા. )

શીત તૃષા રવિતાપને સહન કરે દિનરાત,
મહાભૂત ઈર્ષા ધરી કરે ઘણા ઉતપાત, ૮૩

પ્રાણી સર્વ પ્રકારનાં વર્તે ત્યાં સ્વચ્છંદ,
અચળ શાંતિ પણ રાખતો સદા રહે સુખકંદ. ૮૪

કરુણાના સાગર વહે ત્યમ થાએ જળપાત,
તપઆસન વાળી તપે નારાયણ સાક્ષાત્, ૮૫

તેના તપને ભાગવા ઉત્તમ ગણી ઉપાય,
રમવા આવે દેવ ને દેવીના સમુદાય. ૮૬

સર્ગ ઓગણીસમો સંપૂર્ણ.

---

# સર્ગ વીસમો.

## વિહારવર્ણન.

( રથોદ્ધતા. )

ભવ્ય મંડપ, ગુહા નતાંગના જોઈ રંગ રમતી નતાનના,
મુકતાં જડ તથાપિ આયના, શ્લેષગાઢ કરતાં ધરાય ના. ૧

સ્વર્ગમંદિર ત્રિયા વિસારતી, નાથઅંગ વળગી પધારતી,
નિત્ય જોઈ, તરુને લતા મળે; સ્નેહતૈલ સચરાચરે બળે. ૨

દંતમધ્ય અધરોષ્ઠ દાબતાં અંગ અંગ હરખે ખિલાવતાં,
જોઈ દિવ્યજન, વૃક્ષ ફાલતાં, રક્ત પલ્લવ અનેક ધારતાં. ૩

પદ્મનાળ સમ બાહુ પદ્મિણી નાથસ્કંધપર મુંકતી ઘણી,
જોઈ ઇન્દુવરવૃક્ષની ઘટા ડાળ ચાલન કરે ધરી છટા. ૪

નાથઅંગ સહ અંગને ધરી પ્રેમથી વળગતી કૃષોદરી,
માધવી ચૂત વિષે ક્રિયા શિખે જેમ કામ નખથી ચઢે શિખે. ૫

તુચ્છ અન્ય સરવે મને ગણી નાથવક્ષસ સમાય પદ્મિણી,
અલ્પ સ્થાન પણ દીલ ફાલતું જોઈ વૃક્ષ મહીં વૃક્ષ બેસતું. ૬

વાત રાગ મૃદુ અંગમાં ધરે, ચન્દ્ર વારિ અનુકૂળતા કરે,
જોઈ ઔષધસમૃદ્ધિ પાર્વતી દીપ સ્નેહવિણ લક્ષ પૂરતી. ૭

શાલ્મલી-તૂલ અને પરાગની ભૂમિમાં સરસ સે'જ દેવની.
પુષ્પચાદરસમેત પાથરી ખેલ કાન્તસહ ખેલતી પરી. ૮

મોદ માન મદ માનિની સજે, હાવભાવ મનમાનતા ભજે,
કાળ સેવક બની પ્રવર્તતો રંગમાં રજ ન ભંગ પાડતો. ૯

નેણથી સ્મૃતિ, વિવેક વેણથી, શ્લેશથી હૃદય, ટેક વેશથી,
લાજ ધૈર્ય હરતી છળે નટી, પ્રેમપૂર્ણ પણ નાર ચોરટી. ૧૦

સ્વાદ લે અવનવા અધીરણી, મલ્લયુદ્ધ કરતી મૃગેક્ષણી !
સ્નેહ સંતતપરિશ્રમો હરે, ના વિરામ સુરતે ત્રિયા ધરે. ૧૧

હાથ હાથસહ મેળવી ઠરી પાદયુગ્મ પતિપાદમાં ધરી,
ફેરકુંદરડી સુંદરી ફરે, વેગમાં વસન શીષથી સરે. ૧૨

કેશજાળ વિખરાય ગાલમાં સૂર્ય ગુપ્ત જયમ મેઘમાળમાં,
ઉત્તરીય કટિમધ્ય આવતું, કંચુકીગ્રથિત નાડુ તુટતું. ૧૩

શ્વાસ ખાય મુખથી ક્ષણેક્ષણે, ખાય લથ્થડ પદાબ્જ ઝંઝણે,
સ્વેદબિંદુ ચીબુકે ઠરી રહે તોય હાર નવ માનિની સહે. ૧૪

સ્નેહથી મૃદુકટાક્ષ મારતી, રોષથી ભ્રમરને ચઢાવતી,
દંભથી તરલ અશ્રુ સારતી, ચક્ષુથી યુવતિ રાજ્ય માણતી. ૧૫

કામ દીસ કરતી મસે મસે, કાન્ત વિહ્વલ થતાં રસે હસે,
નાચતી નચવતી સુધી હરે, અંગના અધિક પાંસળી ધરે. ૧૬

હાથ કેડપર એક ગોઠવી અન્યથી રતનચક્રોર સાચવી,
સ્નેહવર્ષણ કરી કરાવતી, મંદહાસ્યયુત લાસ્ય માંડતી. ૧૭

તાનથી યુવતિ તાળીઁ દેઈને ગાન ગાય મૃદુ રાહ લેઈને,
બંગડી સરસ સૂર પૂરતી હંસને મધુર પાઠ આપતી. ૧૮

દાબતી નયન નાથનાં ફરી ગાઢ ચુંબન કપોલમાં કરી,
"કૂક"શબ્દ વદતાં પ્રિયા લચી હાંસભેર કરતી ગલીપચી. ૧૯

નાથસન્મુખ ઉભી રહી રતિ, આવતો નિકટ તો ખશી જતી;
નર્મ વાક્ય વદતાં હરાવતી, અંતમાં હૃદયસ્તને દબાવતી. ૨૦

થાય લીન સરિતા સમુદ્રમાં થાય લીન ગિરિજા મહેષમાં,
લીન થાય જયમ શ્વાસ વાતમાં તેમ લીન વહુ નાથબાથમાં. ૨૧

હંસતુલ્યગત ગોરીઁ ચાલતી, અંગભાર વરઅંસ ધારતી,
તોય પાનીઁ લઘુ સૈકતે પડે; નારને જઘનભાર શો નડે ! ૨૨

સ્હેજ હસ્તલતિકા હલાવતી, વક્ષસે હડપચી નમાવતી,
વીજતુલ્ય ચમકે કલાવતી, રોમરોમ રતિરાગ ભારતી. ૨૩

કાન્ત માત્ર નિરખે મદાલસા, ધારતો અમિત રંગલાલસા;
ગાલ ને અધર ચુંબને ભરે, મોહનું તિમિર શૂન્યતા કરે. ૨૪

રમ્ય જોઈ પ્રમદા તણી છવિ, બાહુમાં ઘન નિતંબિની લઈ,
ઉચ્ચ અદ્ધર ધરી સ્તનો ગળે કાન્ત શું હૃદયનું સુધા ગળે. ૨૫

પુષ્પહાર સમ હાથ નારનો, કંઠદેશ પડતાં હસી જનો,
સ્પર્ષતા નખક્ષતે નિતંબને ખીજવે જયમ અનંગવ્યાઘ્રને. ૨૬

હાસ્યમાં અડપલાં યુવા કરે, ક્રોધ કે શપથ ચિત્ત ના ધરે;
ઉત્તરીય કટિએ સજ્યું કસી યોગ્ય કાળ સમજી જતું ખશી. ૨૭

જોઈ તુંગસ્તન નાથ રીઝતો, ભેટવા ઉમળકા ઉછાળતો,
લાજ ટેક ભય ધૈર્ય તોડતો, બુદ્ધને પણ ન કામ છોડતો. ૨૮

અંગુઠે મૃદુ પદાબ્જ દાબતા, નાગફેણ સમ કેશ ઝાલતા,
ચૂસવા અધરનું સ'રૂ સુધા વીર તોય મથતા સુરો સુધા. ૨૯

કુંદપંક્તિ સમ દંતઆવલી છાપવા નિજ કપોલમાં ભલી,
ક્રોધ ટીખળ કરી ચઢાવતા, છેહ દેઈ મુખવાસ લુંટતા. ૩૦

વેણીમાં રમણ ગુચ્છ ખોસતા, કર્ણમાં પ્રણય-શબ્દ નાંખતા,
તોય લેશ નમ્યું સ્ત્રી ન આપતી, ઉલટી ભ્રમરને ચઢાવતી. ૩૧

અંગસ્પર્શ કરથી નિવારતી, મર્મવાયક કટાક્ષ મારતી,
નમ્રનાથસહ નિઃસ્પૃહા ધરે તોય સ્નેહ દૃઢ નાથનો કરે ! ૩૨

રક્ત નેત્ર ધરતી મૃગેક્ષણી, ક્રોધયુક્ત પ્રતિમા નવી બની,
ઉચ્ચ વક્ત્ર કરતાં રુવે સતી તોય સ્નિગ્ધ નયને જુવે પતિ. ૩૩

જેમ જેમ નવરંગ ઓપતા કાન્તિ કાન્તનજરે વધારતા,
તેમ સ્નેહભરતી ચઢી જતી, સિન્ધુશી ક્ષુભિત ચિત્તની ગતિ. ૩૪

લાડ પાડ સ્તુતિ દૈન્ય યુક્તિથી રીઝવે સુર અનેક સૂક્તિથી,
તોય માન તજતી ન માનિની, નાથમાં અધીરતા ભરે ઘણી. ૩૫

ન્યાળતી તદપિ રક્ત નેણથી, બોલતી પણ કઠોર વેણથી,
સ્પર્શતી પણ ધકેલવા પતિ, તોય છે ગરજ તુલ્ય ભાવતી. ૩૬

ઇષ્ટનો અણગમો બતાવતી, પ્રેમ હોય પણ રીસ ધારતી,
કાન્ત “હા” ઉપર “ના” ભણે સદા, જાત છે અવળચંડી પ્રેમદા. ૩૭

અંબરે ઝબુકતી પ્રિયા જવે ચિત્તજન્મ ક્રમ જોઈ રે’ શવે,
આથપંજર પડે યદા પ્રિયા લાજથી અતિ થતી શિયાવિયા ૩૮

છૂટવા શિથિલ યત્ન માંડતી, ગાઢ શ્લેષ પતિનો વધારતી,
“મુંક મુંક શઠ!” એમ બોલતી, ચક્ષુથી તદપિ સ્નેહ વર્ષતી. ૩૯

અંકમધ્ય લલના સુવાડતા, સ્વેદબિંદુ લુછતાં હસાવતા,
પાંપણે સુરતભાર ભારતા, શું કપોત સુરતે સુરો થતા. ૪૦

લેઈ ઝાંઘપર નાર પાધરી, એક હસ્ત ઉરુમૂળમાં ધરી,
પ્રેમગુંજન કરી સુધા હરે, મત્ત ભૃંગસમ દેવ આચરે. ૪૧

પૃષ્ટ જાનુપર બાહુ ગોઠવી, ઉંચકી મદનપુત્તલી નવી,
કેડમાં અગર નાથ તેડતા, રમ્ય મંડપ વિષે લઈ જતા. ૪૨

મિષ્ટ ઇષ્ટ ફળથી જમાડતા, પાઈને મધુ તૃષા મટાડતા,
માલતીકુસુમમાં સુવાડતા, અંગરાગ પ્રકટી રમાડતા. ૪૩

ગાન ગાય મધુરાં સતારથી, નાચતા શિવસમાન હર્ષથી,
તાણતી લય કરી વીણા પ્રિયા, કાલ સ્તંભિત બને તજી ક્રિયા. ૪૪

તાળી દેઈ ગરબે રમે પરી, નમ્ર થાય કટિથી કૃષોદરી,
કામની પણછ શી દિસે સતી, ભેદવા હૃદય વક્ર શું થતી. ૪૫

બાંધતી કુસુમહારથી પતિ વારતી જયમ અનંગને રતિ,
તેજ હાર સ્તનને ઉડી મળે ગૌર સર્પ જયમ શંભુને ગળે. ૪૬

હાર–ભાર હરવા તણે મસે, કામુકો અડપલાં કરી હસે,
રીસ માન મદથી ભરી સતી તુંગ પીન સ્તન અંગ મારતી. ૪૭

કિલ્‌કિલાટ મૃદુ થાય મંડપે, કામનામ સુરમાનિની જપે,
સર્વથા રતિવિલાસ આદરે, અંગઅંગ નવરંગ વિસ્તરે. ૪૮

ચંદ્રમા, સુર, સુરા, સુરાંગના, શૈત્ય, વીર્ય, મદ, સ્નેહભાવના,
ભારતાં શરમ, ભીતિ ટાળતાં, દ્વૈતભાવ સઘળે શમાવતાં. ૪૯

રત્નના ચષકમાં સુરા ભરી ઓષ્ઠ આગળ ધરે કૃષોદરી,
મસ્ત હસ્તીવરને નચાવવા હસ્તિનીયુવતિના છળો નવા, ૫૦

સ્ત્રીતણા તદપિ મિષ્ટ ઓષ્ઠમાં પ્રેરતો કર શશી ઉમંગમાં,
જોઈ સીધુ તજતાં સુધા ગ્રહે; ઈરિષાદવ ત્રિલોકને દહે. ૫૧

તાણખેંચ કરતાં પડે ઢળી, મેઘ જોઈ સ્થિર થાય વીજળી,
નેત્રથી જ પતિઅંગ ખેંચતી, વામ વામનયના તણી કૃતિ. ૫૨

નાથસાથ સ્મરયુદ્ધમાં ચઢે લાજ અંશુક તદા છુટાં પડે,
હારતી પણ હરાવતી પ્રિયા, છે ચરિત્રઅધિદેવતા ત્રિયા. ૫૩

થાય છે પુલક રોમ રોમમાં સ્વેદબિંદુ ભૃકુટી કપોલમાં,
સીતકારધ્વનિ સે'જ નિઃસરે, દંપતી સુરતસિન્ધુમાં તરે. ૫૪

પુષ્પલેપ અળતો પડે ખરી, દિવ્ય મંડન છતાં જતાં સરી,
યુદ્ધના વિષમ કાળને કળી ક્ષુદ્ર દ્રવ્ય સઘળાં ગયાં પળી. ૫૫

સ્વેદ અત્તર સમાન નીતરે, પુષ્પવાસ સમ શ્વાસ નિઃસરે,
થાય મંજુમહતીસમો સ્વર, સ્પર્શ છે અમરતા તણું ઘર. ૫૬

પુષ્પબાણ અબળા સ્તને ઠરી ચન્દ્રને પણ સુખાબ્જમાં ધરી,
ભીતિહીન અહિં મત્ત થાયછે, સ્થાન સદ્ય બળથી પ્રધાન છે; ૫૭

તત્ર લેઈ નખ દંત આશ્રય, નાથ અંગબળનો કરી વ્યય,
થાય નિર્દય સહે પરાજય, દુર્ગ-આશ્રય સદૈવ દુર્જય. ૫૮

મૂર્છના હરખની થઈ જતી, લાડ કોડ પરિપૂર્ણ પામતી,
વિંટળાઈ પતિને પ્રિયા રહી, સૂર્યને જ્યમ સુપુષ્પિતા મહિ. ૫૯

નેંણ ઘૂર્ણ મૃદુ હાસ્ય આદરી ઇષ્ટ વસ્તુ સ્ફુટ માગતી પરી,
વ્હાલનાં વચન ચિત્તમાં ચઢે જેમ સિન્ધુજળ સૂર્યમાં ચઢે. ૬૦

રીસનું તરલ બિંદુ નેંણમાં, ભીતિનો તરલ કંપ અંગમાં,
થાય તોપણ ન માન મુકતી, વ્યાજઉક્તિકૃતિમાં રૂમે રતિ. ૬૧

દૈન્ય ડા'પણ કદાચ ધારતી, કાન્તની ચલિત વૃત્તિ નિંદતી,
રોઈ વશ્ય કરતી ક્ષણે ખલ, નારનું રુદનમાં રહ્યું બલ. ૬૨

ક્રોધ કે કપટ ભીતિ દીનતા તેય દે યુવતિઅંગ ચારુતા,
દુષ્ટતા પણ ભજે સુપાત્રને, શેષ સે'જ પ્રભવિષ્ણુની બને. ૬૩

ઊંઘ આળસ ભરાય અંગમાં, પેસતો શ્રમ દરેક ગાત્રમાં,
રોમ રોમ શ્લથતા સમાય છે, કા'ડવા જ્યમ બગાસુ ખાય છે. ૬૪

પાર્શ્વ બહુ ધરતાં નિતંબિની વાળતાં કનક વલ્લી દેહની,
ઊઠતાં ભ્રમિતચિત્ત આખડે, મોહ કે શ્રમ સુરા શકે નડે. ૬૫

વક્ષસે ધડકતાં સ્તનો ખલે પુષ્પ ગુચ્છસમ ઉચ્ચ ઉછળે,
જેમ જેમ મદ ન્હાત થાય છે, તેમ તેમ ચડશે ભરાય છે. ૬૬

કેડમાં અમરનાર ધારતા, વ્હાલથી જળતટે લઈ જતા,
શ્લેષ ચુંબન કરી ધરાય ના, વીરને પ્રિય સદૈવ અંગના. ૬૭

( દ્રુતવિલંબિત )

વસનભૂષણહીન વિરાજતી, નયનથી જ કરે પતિ-આરતિ,
યુવતિની તવ સ્ફુર્તી થતી હતી, ક્લમ છતાં પતિને વપુ અર્પતી. ૬૮

( હરિણી વૃત્ત )

વદનશશિને ભારે તાપે શ્રમે ક્લમ જે થયો,
ચરણ દ્વયનો, ખેલી ખેલી, ડમાક અધો ગયો,
તન મન વિષે વ્યાપી ભારે અજાગરમંદતા,
સરવ ટળવા ગંગાકાંઠે પ્રિયા સુર લાવતા. ૬૯

( સ્વાગતા. )

લેખતી સરિતને જડીબુટ્ટી, પેસતી જળ વિષે થઈ છૂટી,
ભવ્ય વીજ પડતાં ભડકીને, શું તટે જળ પડે ઉછળીને. ૭૦

( હરિણી વૃત્ત. )

લટભ લલના નીચી થાતાં જુવે પ્રતિબિંબને,
અધિક રસથી શોભાવાળું જણાય જતું કને;
અજય ભય કે ઈર્ષા ક્રોધે જળે કર ઠોકતી,
ચકિત નયને શોભાવાળાં ઘણાં મુખ દેખતી. ૭૧

ચરણ ચલવી લીલા માંડે રસાબ્ધિ વલોવવા,
રમત કરતી પાણી ફેંકે સુગાત્ર પલાળવા;
ક્ષતવધ બધા અન્યોઅન્યે છતા કરતી હતી,
ડુબકી દઈને છૂટે કેશે તટે ફરતી હતી. ૭૨

મદજળ અને પુષ્પાપીડા સુવાસિત લેપને,
સરિત જનની પૂજા અર્થે તને લઈને કને,
લઈ વિમળતા ગંગાકેરી સુગંધ ધરે જળે,
નવનીત સમી અંગે થાતાં ગળે પતિને મળે. ૭૩

( દ્રુતવિલંબિત. )

સુમનઓઘ ધરા પર પાથરી, સુમનહાર ગળે નવલા ધરી,
સુમનથી શિરને શણગારતી સુમનવલ્લિ સમી સુભગા થતી, ૭૪

વલય કંકણને ખખડાવતી, સ્મર ફરી જયમ હોય જગાડતી,
અરધ રાત વિષે રજનીપતિ સહ જતી નિજ ઘેર લઈ પતિ. ૭૫

ક્ષણ ગયો વિસરી રણમંથન યુવતિનાં શ્રુણતાં અભિવંદન,
વિરહ કે શ્રમ લેશ રહ્યો નહિ, સ્મૃતિ પરીસહ સર્વ જતી રહી. ૭૬

શુભ લતાગૃહ શૂન્ય દિસે હવે પરહર્યાં જવ દિવ્ય જને જવે,
કુસુમમાં પણ કુંકુમસાથિયા સૂચવતા વર ને વહુની ક્રિયા. ૭૭

વિહગ કોટરથી નિરખી ઠરે, અનુકૃતિ સુરની રતિની કરે,
સુરતમાં ઋત ના મન માનતું, જગત વર્ણી જુએ તમ ધારતું. ૭૮

ક્ષણિક શ્રી સુખવૈભવ ધારતો, નિરખતો ગિરિને કપિ રાચતો;
તદપિ કાળ સમાન વહ્યો જતો, પુનિત રામ તણો જપ જાપતો. ૭૯

**સર્ગ વીસમો સંપૂર્ણ.**

---

# સર્ગ એકવીસમો.

## મધ્યરાત્રીવર્ણન.

( તોટક. )

નિરખી ગિરિરાજ મહા વનમાં ત્યજતો વરણી સમય વિસ્મયમાં,
નહિ સ્વપ્ન વિષે સમજાઈ હતી થઈ ઈશ્વરની છવિ તેહ છતી. ૧

સ્મૃતિ વિસ્મૃતિમાં મન સ્તબ્ધ ઠર્યું, ગટ સુંદરતાઘટપાન કર્યું,
નિજવાસ નિરંતર અત્ર થવા ઘડી ઘાટ જુવે ઘડી ઘાટ નવા. ૨

રઘુનંદ અસૂપતિ ના વિસરે, મુખસન્મુખ માતમુખાબ્જ ફરે,
રમણીય પ્રશાંતિ પ્રમોહ ધરે, પણ રાઘવભક્તિ ન લેશ સરે. ૩

લઈ ઔષધને કરતો પ્રણતિ ગિરિને, વિચર્યો કપિ લંક પ્રતિ,
વિધિ શ્રીપતિનું પદ આવી મળે, ન સ્વધર્મ થકી પણ શિષ્ટ ચળે. ૪

તમ–અંચળ રાત ધરી પ્રસરી, લઘુ ને ગુરૂ જીવ વિષણ્ણ કરી,
બહુ ડાકણ શાકણ ઘોર મળે, ભુતના ભડકા પથમધ્ય બળે. ૫

મસ પ્રેત નિશાચર ભૈરવ ને લઈ વેશ ભયાનક જાય કને,
મહિષા ખર શ્વાન શ્રૃગાલ બની હરવે પણ હિમ્મત વીર તણી. ૬

કદી ગાય રડે હસતાં અથવા બહુ નૃત્ય કરે જનને ઠગવા,
ક્ષણ“આવુ”અને ક્ષણ“ખાઉ”લવી ધબકાર કરી ધ્રુજવે પૃથવી. ૭

જયમ સૂર્યપ્રભા પર વેર કરી રજની લઈ ભીષણ કૃષ્ણકરી,
સચરાચર ઢાંકપિછોડ કરે, હરવી રવિને નવું રાજ્ય કરે. ૮

સહુ ચંચળ જીવ ઢળી પડતા, દશ ઇન્દ્રિય સદ્ય ધરે જડતા,
ન નિશો પણ રાજ્ય નિશા કરતી, તમપાન કરાવી હરે સુમતિ. ૯

સ્વર મિશ્રિત સાંજ તણા ચરતી, સ્થળ સર્વ વિષે ઝટ સંચરતી,
તુરગી સમ મધ્ય નિશા ફરતી, હરખે નિરખે હનુમાનયતિ. ૧૦.

અભિસાર કરે રજનીયુવતિ રમવા મનમોહન સાથ રતિ,
પણ તારકઅંબરને સજતી, પડતી તમમાં પણ છેક છતી. ૧૧

કરવા નવરંગ સુરંગ ઘરે, રજની જગ રંગવિહીન કરે,
બહુ કામપ્રકાશ થવા મનમાં વરષે તમ ઘોર ત્રિભુવનમાં. ૧૨

સચરાચર વસ્તુ સમસ્ત ગળે, લવ કોણ નિશીથપ્રભાવ કળે,
જગ કોટિ અનેક વિરાટ ધરે તમ ત્યાં ન સમાઈ તથાપિ રહે. ૧૩

તમથી રજની જય પૂર્ણ કરે તમ તેમજ રાત થકી પસરે,
પ્રમદા નિશિચાર તણી થઈને ધરતી નિશકંઠ તમોગુણને. ૧૪

ભણકાર અકારણ મંત્ર પઢે, મૃદુ પર્ણ તણો સ્વર કર્ણ પડે,
ન કરેલ નિશા પણ મત્ત નિશા ન ગળી અડકી પણ કૃષ્ણ દિશા. ૧૫

લયઆલય લોક તણું કરતી, ભય સંયમ લાજ પરાં કરતી,
ઘન ઘોર નિશીથ વિલાસ કરે, વણઘાટ વ્યવસ્થિત વસ્તુ કરે. ૧૬

તરુથી દિન શાન્તિ કરે જનને, નિશ તેજ થકી જ્વર દે તનને,
વન શાંતિનિકેતન છે દિનમાં, ભયકાર કરે રજની ક્ષણમાં. ૧૭

રવિની દુહિતા, શશિની ભગિની, નભતારકમંડળની જનની,
શુચિ ઝાકળ સેક સદૈવ કરે, રજની પણ કૃષ્ણ સ્વરૂપ ધરે. ૧૮

રજની મહીંને, મહીં રાઘવને, રઘુનંદ સુરારિ તણા શરને,
શર રાવણની અપકીર્તિ ધરે, અપકીર્તિ રખે તમરૂપ ફરે. ૧૯

સમજાય સશોક અશોક ઘટા, વડ પીપળને વિકરાળ જટા,
જળના ભમરા જ્યમ સર્પ ફરે, સ્થળ રમ્ય ભયે પણ ચિત્ત ભરે. ૨૦

નભ–મિત્ર પડ્યો જળસાગરમાં પણ રાત વધે ભર જોબનમાં,
રવિતેજ સમુદ્ર વિષે પ્રસરે, સમજી નભ કજ્જલવૃષ્ટિ કરે. ૨૧

ચગડોળ ચઢી મન બુદ્ધિ હરે, છવિ કલ્પિત આંખ સમીપ ધરે,
કર શીષ અને પગ ત્યાં ન મળે, નયને કદી જ્વાલ પ્રચંડ જ્વલે. ૨૨

અસિધાર સમાં શતદંત ખરી, નખ લક્ષ કટાર કરાગ્ર ધરી,
બહુ મત્ત કરી સમ વૃધવતી છવિ કલ્પિત તે પણ મૂઝવતી. ૨૩

જન્તુ આગળ પાછળ પાર્શ્વ ફરે પણ સન્મુખ છાય સમી વિચરે,
પગ હાથ બુભુક્ષિત તુલ્ય ઘસે, છવિ વિભ્રમની યમરૂપ દિસે. ૨૪

અણુ તુલ્ય અસાર પદાર્થ અડ્યે ભય કંપ ચઢે, મન ફાળ પડે,
વણ કારણ વીર ઉઠે ચમકી, નિશ અંતકની બહુ દે ધમકી. ૨૫

વનરક્ષક પાછળ જાય બહુ જયમ ચોર પુઠે જન જાય સહુ,
પણ રામસુમંત્ર અલંગ જપી હનુમાન ગયો રણ પાર ધપી. ૨૬

ધડ નક્ર જયહાં ચખ મીન દિસે, શિર કૂર્મ અને કર વ્યાળ ધસે,
શવઓઘતણા નવ દ્વીપ બને, ઘટ કુંતલ લીલ ઠરેલ કને, ૨૭

અધરોષ્ઠ તણો, જયમ વિદ્રુમનો, પ્રતો ગિરિરાજ પ્રચંડ બન્યો,
મૃત નાભિ તણા ભમરા વિચરે, રણ શોણિતસાગર થાય ખરે. ૨૮

દુરગંધતરંગ ઘણા ઉછળે, મરતાં જન શબ્દ ગળે ગળળે,
જયમ શંકરક્રોધ પ્રશાંત થવા નવ રક્તસમુદ્ર રચે ઉમયા. ૨૯

અવળી મતિથી કૃતિ ઘોર કરી, જનનાં ધડ શીર્ષવિરક્ત કરી,
રમનારનું પાપ થવા નકરૂ નહિ સાગર કે રણ, નર્ક ખરૂં. ૩૦

વપુ આગળ જીવ અનેક ભમે, મરતાં પણ સ્નેહ જરા ન શમે,
યમદૂત નિશાચર પ્રેત દમે ધરતી હજુએ ત્યમ ખૂબ ધમે. ૩૧

કર શસ્ત્ર અને પગ ઉચ્ચ ધરે, વિકરાળ વિકાસિત નૈણ કરે,
મૃત રાક્ષસનાં મુખ શૌર્ય સજે, પડતાં પણ મૂર્ખ ન ગર્વ તજે. ૩૨

ભટ મૂર્છિત પાદ કરો પ્રસરી બહુ ચિત્ર વિચિત્ર કરે લવરી,
વદતા ગિર સાધુ અસાધુ ઘણી મરતાં જયમ બ્રહ્મસુતા પરણી. ૩૩

નિજ શસ્ત્ર ઉંચે લઈ "ફ્રી" કરતા અરિને હરખે જયમ સંહરતા,
ગતભાન ત્રિયાસહ કેલિ કરે, હસતાં રડતાં જન મૂઢ મરે. ૩૪

કૃતિ યાવતજન્મ કઠોર કરી, મૃત કાળ વિષે મતિ ઘોર ધરી,
દ્રુત રક્ત થકી તૃષ શાન્ત કરે, જડ માંસતું ભક્ષણ દૈત્ય કરે. ૩૫

કરડે કર ઓઠ અને રસના, યમત્રાસ બની ન રહે સખના,
પટકી પટકી શિર દેહ તજે, મરતાં પણ શાંતિ ન દુષ્ટ સજે. ૩૬

પણ ભીતિ વિકાર ન લેશ ધર્યો, કપિ મૂર્છિત રાઘવ પાસ ઠર્યો,
મુદ શોક તણાં જળ નૈણ ભરી, દઢભક્તિસુધારસ પાન કરી. ૩૭

( માલિની. )

પ્રથમ પ્રહર પ્હેલાં લેઈ બે ભાઈ ખોળે,
અધર પર ધરીને અંગ ઔષદ્ધિ ચોળે,
જવ રઘુપતિ ભાઈ સાથ જાગ્યા કૃપાળુ,
સકલ જન ઉઠે છે ખોલતા ઊંઘતાળુ. ૩૮

( રોલા વૃત્ત. )

સૈન્ય સુતેલું જોઈ સોડમાં મરણ સજીને,
નખશિખ વ્યાપી રહ્યો તમોગુણ દૈત્ય તજીને;
તોપણ વિધિસમ રામ બુદ્ધિ સ્થિર પ્રકટ કરે છે,
ફળ કૃતિને અનુસાર આપવા યત્ન કરે છે. ૨૯

સર્ગ એકવીસમો સંપૂર્ણ.

---

# સર્ગ બાવીસમો.

## રાત્રીવર્ણન તથા રામનું વચન.

( વૈતાલીય. )

પ્રગટ્યો રવિરક્ત વ્યોમમાં, પ્રગટ્યો દીપક ખદ્ય દેહમાં,
પ્રગટ્યો રણવીર આકરો, પ્રગટ્યો અંતર સ્નેહનો ઝરો ! ૧

રઘુનાયક મૂર્છના તજી શર ને શૌર્ય રહ્યા ક્ષણે સજી,
પ્રતિમા નવજોબના તણી વિષવૃદ્ધિ અહિમાં કરે ઘણી. ૨

ક્લમ ને શ્રમ યુદ્ધકાળમાં વિસર્યો કોણ ન ક્રોધઝાળમાં,
રણમાં રમણી વના થતાં ડરશે વીર ન પ્રાણ કા'ડતાં. ૩

સુગુણી સહધર્મચારિણી, વ્યથ વેઠે અસુરેશથી ઘણી,
ક્યમ રાઘવ તે જરા ખમે, પશુ જેવાં જવ ભૂમિને ખણે. ૪

લઈ ઔષધ રામ સિંચતા, કપિને સ્પર્શ થકી જગાડતા,
હળતાં મળતાં પ્રમોદતા, દિન આખો બિરદાવતા હતા. ૫

નિરખી છવિ રામ કાન્તની ધરતા નિર્દયતા કૃતાન્તની,
કપિ વૈર રગેરગે ભરી ગજવે ભૂતલ ગર્જના કરી. ૬

ધરતી ધમકારથી ચળે, સવિતા સંભ્રમથી પડે જળે,
શ્રુણતાં રવ ઘોર બ્હાવરી કપિનું હાસ્ય કરે વિભાવરી, ૭

નભતારક પુષ્પછાબને, શિર લેઈ શશિરૂપ ખાપને,
ધરતાં થઈ કૃષ્ણ સૂચવે, જય થાશે શુભધર્મનો હવે. ૮

દિશ મંદ સમીર ઢોળતી, જળદેવી કણ શીત છાંટતી,
નગ મેળવતા તુષારને, વનદેવી ધરતી સુવાસને. ૯

તરુકોટરમાં વિહંગડાં, તરુ નીચે પશુ બાલ ને વડાં,
જયમ રક્ષક રામને ગણી ભર નિદ્રા ભયહીન લે ઘણી. ૧૦

ધ્વનિ નોબત શંખ ઘંટના, હય હાથી રથ બંદી વિપ્રના,
જયમ વૃદ્ધ જનો, જતા રહ્યા, પડઘા કેવલ કાનમાં રહ્યા. ૧૧

સરિતા ભરકાલિમાતણી, અધિદેવી પણ અંધકારની,
રજની ફરતી ઘરે ઘરે, નયને અંજન નારને ધરે. ૧૨

રમણીહૃદયે, અનંગ ને, વનમાં ચાતક ને ઉલૂપને,
અનુતાપ, નૃશંસમાં, અતિ, ભય ચિંતા શઠમાં જગાડતી, ૧૩

હરિભક્ત અદોષ બાલને, મદથી મસ્ત મહા નૃપાલને,
શ્રમ ને નય ધારનારને દઈ નિદ્રા મનહારિણી બને. ૧૪

નટ, કામુક, ચોર, ચારની, મદમાતી અભિસારિકાતણી,
અવળી કૃતિને છુપાવતી, ગણિકાને પણ લ્હાવ આપતી, ૧૫

અતિ સ્નેહ ખપાવતી હતી, બસરી સુંદરતા કરે છતી;
જનલાજ બધી તજાવતી, અબળાને સબળા બનાવતી, ૧૬

રણકા કટિમેખળા તણા મળતાં નૂપુરઘોષમાં ઘણા,
લય કંકણશબ્દથી કરી, રજની નૃત્ય કરે યથા પરી. ૧૭

નિજ રાજ્ય પડો પડાવવા, જગતીમાં પણ આણ વર્તવા,
રજનીમહિષી ઘડી ઘડી, જયમ ઘેરે પુરને તડી તડી. ૧૮

જળમાં ઝટ સૂર્યરાજનો રથ ફેંકી, નિજ રંગ અંગનો,
ત્રણ લોક વિષે બતાવવા, કરહીના કર નાંખતી નવા. ૧૯

રજની રજની નિશાચરી, રવિલેખા સચરાચરે ચરી,
બેન મૂર્છિત સર્વને કરે, જયમ બ્રહ્માસ્ત્ર દિગંતમાં ફરે. ૨૦

નરપુંગવ વ્યૂહનો વશી, નહિ જાતો પણ દુઃખમાં ચશી;
કપિપાસ જઈ સતીપતિ, વદતો સ્નિગ્ધ ધરી સુખાકૃતિ. ૨૧

"મુજ કાજ સહો વિટંબણા, કપિ સર્વે રણકેસરી બન્યા;
નિજ જીવ ભલે થતો પરો, પણ ઝાલ્યું કરવા મને ધરો. ૨૨

વિણ ધારણ પર્વતો ખણી, શ્રમથી પાળ મહાજળે ચણી,
કુડકા કરતાં સમુદ્રના, અરિસંકલ્પ કર્યા બધા ફના. ૨૩

રણસંકટ દોહ્યલાં ભજ્યાં, ધન વામા ઘર આપ્ત સૌ તજ્યાં;
નવ કાયરતા ભજી લવે; નિજ અંગીકૃત વીર સાચવે. ૨૪

ઉપકાર હજાર વાર એ; રઘુવંશાર્ણવ આપનો જ છે;
શિર દુઃખ ધર્યું અકારણે, કપિમિત્રો ! તમ જાઉં વારણે. ૨૫

જય ધર્મ તણો કદી થશે, પ્રિય સીતા પતિઘેર આવશે,
બદલો તવ રામ આપશે, કપિસંગે સુખવા'ડ ચાખશે. ૨૬

રણને મથવા હવે કહું, નહિ ક્ષત્રીજન યોગ્ય તે લહું;
નિજ ઘેર હવે પધારતાં, સ્મરજો દુઃખિત રામવારતા. ૨૭

પરણી પ્રિય જાનકી કરી, પિતુના રક્ષણથી કરી પ'રી,
અહુ જાળવતો ચટે વટે, નહિ હાવે રઝળાવવી ઘટે. ૨૮

વિમલા રવિવંશની સ્નુષા, રમતી જેમ ધરાતલે ઉષા,
દશકંધર તે હરી જતાં નહિ જીવે રઘુનન્દ જીવતાં. ૨૯

ન હરાઈ સતી તણી વ્યથા તવ મેં ધર્મધરી ધરી વૃથા,
વટ ક્ષત્રિયની જતી રહે, ખરશું જીવિત રામનું વહે. ૩૦

યશ રાજ્ય પ્રતાપ રૂપને, ધરતા ઇન્દ્ર સમાન ભૂપને,
તજતાં પરણી મને સતી, નહિ પાતિવ્રત ભાગવા રતિ. ૩૧

પરઘેર થવા ન કિંકરી મુજ એકાન્તિક અંગના થઈ;
કર દિવ્ય દિધો મને સહી, વિટથી લાજ લૂંટાવવા નહિ. ૩૨

અબળા સુશિળી સકોમળી રડતી રોજ નૃશંસથી છળી;
થઈ કાંચન પંકમાં રહે રવિનો વંશજ કેમ તે સહે ? ૩૩

યશથી પ્રિય જીવ ના ગણું, યસવાનો રણમધ્ય ના અણુ;
સતીકારણ જીવ જો જશે, જનમ્યું સાર્થક રામનું થશે. ૩૪

કરવા શઠ રાક્ષસો શવે, તમ જેવા મળજો ભવોભવે;
નિજ ઘેર સુખે પળો હવે, ક્રમ અત્રે દરરોજ પાલવે. ૩૫

તમ ઘેર વધો રુડી પ્રજા, સુખ સંપે કરજો સદા મઝા;
ભજશો નહિ આધિ વ્યાધિને, મુજ આશિર્વચને ઉપાધિને. ૩૬

રણમાં લગારે નથી ડગ્યા, તન ચોરી મનમાં નથી ફગ્યા;
નિજ ઉત્સવ જન્મનો યથા રણસંગ્રામ તમે ગણ્યો તથા. ૩૭

શરપંક્તિ પડે બની ફણી, મુજ સ્નેહે કુસુમાવલી ગણી;
જડરાક્ષસઘાણ કાઢતા, તૂલ તુલ્યે અરિને ઉરાડતા. ૩૮

નહિ હાર લગાર આપણી, નહિ ઓછી થઈ દૈત્યકાપણી;
પણ દુષ્મન છો દગા થકી જય માને ક્ષણ ગર્વથી છકી. ૩૯

યશકોટ અધર્મથી ચણે, પણ ખાડો નિજ અંતનો ખણે;
થઈ ભ્રષ્ટ ન દુષ્ટતા તજે; વ્યભિચારી ન વિવેકને ભજે. ૪૦

છળથી લઈ બન્ધુની પુરી, છળથી વત્સલ જાનકી હરી,
છળથી ઘટ પાપનો ભરી મહીંમાં દુર્ગતિ પામશે નરી. ૪૧

નહિ ઉજ્જવલતા અધર્મમાં, લવ ચૈતન્ય ન ઘોર કર્મમાં,
શુભસંચિત ક્ષીણ થાયછે તવ પાપી નરકે સમાયછે. ૪૨

સુરપૂજ્ય વડીલલોકનો રવિ અસ્તંગત આજ પુન્યનો;
સરિતા સુક્રિયાજળે ભરી થઈ સૂકાઈ અનીતિની દરી. ૪૩

ઘરમાં ગૃહિણી વઢે રડે થઈ અંગાર વધૂ ગિરા પઢે,
ફિટકાર કરે સ્તનંધય, વિષયીને નહિ લાજ કે ભય. ૪૪

સ્મર મોહ વિકાર જાળમાં લપટાયો દશકંધ હાલમાં;
નહિ તો પ્રિય પદ્મિણી તજી, પરદારારત કેમ રે' હજી? ૪૫

મનને વશ ષંઢ થાયછે, ચલ ભાગ્યોદયથી ફૂલાયછે,
વિસરે પણ કાળની ગતિ; પતનપ્રાય સદૈવ દુષ્કૃતિ. ૪૬

શુભસંચિતનો ફૂટ્યે ઘટ ઝટ મારે યમનક્ર ઝાપટ;
ન ગતાગમ તે સમે રહે, હિતવાક્યો વિટને ન કો કહે, ૪૭

સ્વજનો બહુ દૂર સંચરે, પ્રિય મિત્રો પણ શત્રુતા ધરે,
નહિ કોઈ સહાયમાં રહે, નિજ પાપે વનવૃક્ષ શો દહે. ૪૮

મનમાં નહિ ખેદ પામશો, નવ શંકા તલભાર ધારશો;
નયધર્મવિહીન શત્રુનો, કરતાં નાશ ન વા વહે ઉનો. ૪૯

પગલે પગલે લઈ અરિ, સ્વર કે ભૂતળ મધ્ય સંચરી,
ભટ લક્ષ્મણ ઇંદ્રશત્રુને, હણશે ભાસ્કર જેમ ધ્વાન્તને. ૫૦






હૃદયે ધરતો સુધા ભલે, વિષવલ્લી વ્યભિચાર ત્યાં ભળ્યે,
દશકંધર તોય ઝેરથી, પડશે ભૂપર પાપ–ભારથી." ૫૧

( દ્રુતવિલંબિત વૃત્ત. )

ગજવતો રણ ઘોષ મહા કરી, વ્યથિત આજ ગિરા વદતો નરી,
રહિતકુંભ રહે કરીને કરી, પ્રિયતમાવશ તોપણ કેસરી. ૫૨

લગીર ગદ્ગદ કંઠ થઈ રહ્યો, રઘુસુધાકર રાહુગ્રહે ગ્રહ્યો;
મનવ્યથા કરતાં પણ સોગણો, ઉદિત અંતક ક્રોધ વની તણો. ૫૩

**સર્ગ બાવીસમો સંપૂર્ણ.**

---

# સર્ગ ત્રેવીસમો.

## લક્ષ્મણપ્રયાણ, સ્વર્ગ, વામયજ્ઞ ઇત્યાદિ વર્ણન.

( સ્વાગતા વૃત્ત. )

સાંભળી વચન દીન સલૂણાં, રક્ત વાનર તણાં થઈ ઉનાં,
સ્નેહરૂપ થઈ અંગ ઠરે છે, વૈર વૈરીહૃદયે પ્રજળે છે. ૧

અંગઅંગ અહિક્રોધ ડસેછે, રક્ત નીલ વદને વિલસેછે;
સન્નિપાત અરિનો કરવાને શોભતો અગુણ તેપણ સ્થાને. ૨

ખાર સાથ શિરભાર વધેછે, તે થકી નમિત વાનર રે'છે;
ગોઠતું મન નથી ઘર જાવા, વીર ત્યાગ ન કરે રણલ્હાવા. ૩

રામવ્હાણ દરિયે ન ત્યજાય, રામવાણ ન વૃથા પણ થાય;
શૂન્ય અંતર ભરાઈ નિરાશા; મુકતા સુભટ ઉષ્ણ નિસાસા. ૪

દેહભાર પણ ક્લેશ કરેછે, પ્રાણધારણ અનિષ્ટ ગણે છે;
વ્યર્થ રામવિણ જીવન જાણે, વારિહીન સઉ શુષ્ક પ્રમાણે. ૫

વાયુનો સુત વિભીષણ વાર્તા નેણ મધ્ય કરતા જયમ ભ્રાતા;
બોધ મૂર્ખ જનના બહુ ફાટે, ઇંગિદાકૃતિ કૃતીજન માટે. ૬

શીર્ષ બાહુ પગ આગળ ધારી, બોલતો ગિર વિભીષણ સારી;
"નાથ! આમ ક્યમ રીસ કરોછો, પ્રીતરીત જવ ચિત્ત ધરોછો. ૭

મત્સ્ય રે' જળ થકી ન વિખૂટાં, સારસાં પણ રહે નવ છૂટાં;
લોહચુંબક જડાત્મક તોય, મસ્ત સ્નેહઘૂતથી બહુ હોય. ૮




સ્નેહ ખૂબ ઘન તોય ગળેછે, મિત્રના વિરહથી [illegible]
વાનરો તદપિ પ્રેમ પ્રમાણે, મૃત્યુને વિરહથી શુભ જાણે. ૯

પુત્ર વૈભવ અને ધનદારા, કામનાં ચરણહીન, ન, તા'રા;
કાળના સકલ કો દિન ચારા, ભક્તિના ક્યમ્ રખાય ઉધારા. ૧૦

પદ્મિણી પતિ વિના ક્યમ રાચે, પદ્મિણી રવિવિના નવ નાચે;
કેમ વામન અલી વણ જાચે, ચક્રવાક જળ સ્વાતિનું યાચે. ૧૧

રામને રમણ સેન ગણેછે, સાંભળી વચન ભોમ ખણેછે;
પ્રેમના અધિપ! આ પ્રમદાને, થાય આ સમયમાં ન રવાને. ૧૨

પાપથી પતિત દુષ્મન રાજે, સીતમાતપર વીતક ગાજે,
એકલા રણવિષે પ્રભુ! રો'છો, વાત શું ઘટિત એહ કરોછો? ૧૩

શાન્તિ થાય નહિ શી તવ છાયા? થાય રક્ષણ ન તો નહિ કાયા;
સીત કાજ ન ઘસાય શરીર, ષંડ કે શબ બને કપિવીર. ૧૪

પાપમૂળ મનમાં હરખાતો રોપતો કુમતિથી મદમાતો,
ખાટલે નવગ્રહો પણ લેખે, દુષ્ટ ભીષણ ભવિષ્ય ન દેખે. ૧૫

અર્ધ અર્ધ ક્યમ રાજન! થાઓ, આજ દ્યો અનુજને રણ-લ્હાવો;
વર્ણી લક્ષ્મણ હણે અસુરોને, આપનાં શર ઘટે સુભટોને. ૧૬

બાર વર્ષ તજતાં પરણેલી, ચિત્તવૃત્તિ ન કરી ક્ષણ મેલી;
સીત સન્મુખ ન સન્મુખ તોએ, જોઈ સેવક બન્યો વિરલો એ. ૧૭

દુષ્ટ જર્જર કરે જગદંબા, મત્ત હસ્તી જ્યમ કોમળ રંભા,
જોઈ તે વિષ રગેરગ વ્યાપે, શેષ લક્ષ્મણ ડસી અરિ તાપે. ૧૮

"હા" કહો રણવિષે લઢવાની, આસુરી પ્રકૃતિને હણવાની;
હારનો પ્રભુ તજો ભ્રમ ગાંડો, હેતથી નહિ હવે કપિ છાંડો. ૧૯

હેમનો સુરજ ભૂતલ સ્પર્ષે, પુષ્પ મૌક્તિક સુધા નભ વર્ષે,
શાંતતા ત્રિભુવને બહુ વ્યાપે, જો રજા રણ જવા પ્રભુ આપે." ૨૦

હાસ્ય ત્રિષ્ટિ સુણતાં કર્યું રામે, શૌર્ય તેજ મુદ ત્યાં કપિ પામે;
ધૈર્યત્યક્ત કરતા કિલકારી, વીર રે' અજયમાં બલ ધારી. ૨૧

ભાઈની શિરસ સંમતિ ધારી, લક્ષ સૈનિક લઈ બળધારી,
મારૂતી પર ચઢ્યો શૂરધારી, ક્રોધથી જ્યમ જટાજુટધારી. ૨૨

પાર્શ્વ અંગદ વિભીષણ ધારી, રામનામ જપમંત્ર ઉચારી,
રાતમાં ગમન આદર્યું ખાસ, લક્ષ્મણે નવ મુહૂર્ત તપાસ્યું. ૨૩

વેગમાં શકુન એક ન જોયો, જેમ સોડષકળાધર સોહ્યો,
રાજમ્હેલપર તેમ ચઢે છે; સજ્જનો સમયને વરતે છે. ૨૪

દ્વારપાળ જયમ મદ્યપ ઊંઘે, સેવકો પણ ધરાતળ સુંઘે;
તલ્પમાં સુનયના ઇહ સ્હોતી, લંકની પ્રશમિતા જયમ જ્યોતિ. ૨૫

શ્વાસવાસ ભમરા બહુમાને, શાન્તિ શાન્તિ વરષે મૃદુ ગાને;
તોય વીર ઇહથી ઝટ ચાલ્યા, વૈભવે નહિ વળે ભટ વાળ્યા. ૨૬

સ્વર્ગમાં પરગૃહે રમવાને રાવણાત્મજ ઉડ્યો કદી છાને,
એમ તર્ક કરતા ભટ ધાવે, તર્કથી અધિક વેગ બતાવે. ૨૭

વાતમેઘદળનાં દળ ખેડે, સુજ્ઞ શું પ્રકૃતિનાં પડ ફેડે;
શેષ જ્યાં ગરૂડને શિર બેસે દ્વાર સર્વ ઉઘડે સુરદેશે. ૨૮

પ્રેમ દુષ્મન-અસૂ પર રાખી, રંગ અંગપર પુષ્કળ નાંખી,
ઇંદ્રવર્ણ સમ છે ગુણરૂપ, ઇંદ્રઆયુધ અહીં શર-ભૂપ. ૨૯

સૂદરી ત્રિપથગા શિવછાયા દિવ્ય અંગ ધરતી જયમ માયા;
પ્રેમદા અમરની પપળાવે નાથ સાથ જવ રંગ મચાવે. ૩૦

પુષ્પરત્નમણિમંડન પે'રી, કાન્તિ ધારણ કરેલ અનેરી,
રૂપનું ન ઉપમાન પ્રમાણે, અદ્વિતીય સમજી સુખ માણે, ૩૧

હર્મ્યમાં યુવતિ રાસ રમે છે, મિત્રતા મદનનીજ ધરે છે;
ચંદ્રશી પ્રતિદિને વિકસે છે, રોહિણી ભ્રમિતચિત્ત કરે છે. ૩૨

શૌર્ય દાન નય ધર્મ પ્રસારી, ખેલવે સુરજનો પ્રિય નારી;
શુષ્ક ભૂતલ વિષે ન જણાય, મિષ્ટ સ્નેહ ઇહ તે ઉભરાય. ૩૩

નિત્ય હર્ષકૃત કાયરતાને જાણતો સુર નહિ કદી શાણે;
દુઃખ લેશ સ્વપને ન જણાય, તોય જ્ઞાન સુખનું સ્ફુટ થાય. ૩૪

પુણ્ય સંચિત કરી જન નિત્યે જે તપે તપ મહા દૃઢ ચિત્તે,
લેશ ગોપુર વિષે નવ પેસે, સ્વર્ગગોપુર મહિં જઈ બેસે. ૩૫

મૃત્યુનો વિરહ લોક સહે છે, ઉષ્ણુરશ્મિ થઈ શીતલ રે'છે;
મત્સ્ય વારિવિણ જીવ ગ્રહે છે, તર્ષ જ્યાં અમૃતથી છીપવે છે. ૩૬

પોયણાં કમલ કુલ્લિત જોડે, વાત સેવક અને ઇહ કોડે;
લેશ ના સુરતસ્વેદ જણાય, ઇચ્છિતાનુગત ત્યાં ફળ થાય. ૩૭

આપતો ગતિ, લઈ મદ સ્ત્રીનો, મત્ત થાય ગજરાજ શચીનો;
નિત્ય નિત્ય મદ તે છલકાતો, લંકની યુવતિનાં દૃગ છાતો. ૩૮

પુષ્પગંધ દુરગંધ બને છે, અંગના શ્વસન જ્યાં પ્રસરે છે,
દ્રવ્ય માત્ર રમણીય વધારે, સર્વ વૈભવ ત્રિવિષ્ટપ ધારે. ૩૯

વેગ ત્યાં મનથકી વધુ ધારી, સાંપવા અમરને અમરારિ,
વીર અસ્ખલિત જાય યશસ્વી, અંતરાય ગણતા ન મનસ્વી. ૪૦

ખોળ ખૂણ કરતાં નવ લાધે, શક્રશત્રુ ગઢમાં તપ સાધે:
વાત જાણ પડતાં હરખે છે, અલ્પ અન્ન ભૂખમાં સુખ દેછે. ૪૧

વીર હેઠળ જવે ઉતરે છે, સિંધુવાર પળવાર તરે છે,
વાત તુલ્ય લઘુ દેહ વહે છે; વાર વીરવરને વ્યથ દેછે. ૪૨

ધાવતાં ધવલતા સ્ફુટ થાય, સ્પષ્ટ ના ચતુરને સમજાયઃ—
પદ્મ સિંચન કરે સ્વરનારી, કે ખરે જ્વલિત તારક ભારી. ૪૩

કાપતો પવન ને પથ ભારે, થાય સ્તંભિત નહિ ક્ષણવારે;
સર્પનું કુળ સમૂળ શમાવા દોડતો ગરુડ શું જગ છાવા. ૪૪

વજ્રથી અસુરને કચરીને, ચાર હોય ત્યમ પ્રાણ ચરીને,
દોડતો મદ ભર્યો સ્વરહાથી, ભોમમાં ઉતરતો ત્યમ ભાથી. ૪૫

ધર્મરક્ષણ સદા કરવાને, જાર જાલ્મજનને હણવાને,
ભીષ્મ રૂપ યમરાજ ધરીને, દુર્ગ મધ્ય ઠરતો ઉતરીને. ૪૬

દંતથી અધરને કરડીને, દ્વારપાળ શિરને મરડીને,
રક્તના શકુનથી કપિ મ્હાલે, જેમ અંતક નિરંકુશ ચાલે. ૪૭

સ્તંભકાજ ધડ પુષ્કળ રોપ્યાં, શીર્ષ તોરણ વિષે બહુ ઓપ્યાં;
ચ્યુટ વક્ષસ અને બરડાની, યજ્ઞ મધ્ય કરતો અભિમાની. ૪૮

રક્તથી કલશ પૂરણ નાના, દર્ભ થાય બહુ આંતરડાંના;
હાડકાં કઠિણ ઇંધન થાતાં, માનુષીય ચરખી ઘૃત તાતાં. ૪૯

વેદિકા નરકકુંડ જ્વલે છે, દોષથી રહિત જીવ બળે છે;
રાય ગોવધ તણો કરનારો, ક્ષુદ્ર હોમ કરતાં નવ હાર્યો. ૫૦

નીલ રંગ લઈ અગ્નિ જ્વલે છે, રૂપ લેઈ જ્યમ ક્રોધ બળે છે;
જાય ઉચ્ચશિખ ભોજન ભાવે; ભૂખમાં વિરસ તે પણ ભાવે. ૫૧

ઝાળ અંગ ચઢતાં પશુ ત્રાડે, આળથી શરણ કાજ બરાડે;
થાય ચર્ચર સ્વરો ,બળતાના, હોમતાં વપુ કરે જ્યમ 'હા,' 'ના.' ૫૨

હોય અંતર દયા તલભાર, તે ન જોઈ શકશે પળવાર,
સીતઅર્થે ઠરતા પણ વીરા, સ્વાર્થસિદ્ધિ અરથે જડ, ધીરા. ૫૩

ધૂમ્રગોટ સઘળો ગઢ ઘેરે, દુષ્ટ વાસ બળતાં વપુ પ્રેરે;
મંત્રઘોષ ચઢતા પુરપાટે જેમ જ્વાળમુખ પર્વત ફાટે. ૫૪

ભૂખ તર્ષ ભય ઊંઘ ન જાણે, હાલચાલ શ્રમને ન પ્રમાણે;
ચિત્ર હોય ચિતર્યું જ્યમ છાપે, ઘોર શું તપ હિમાચલ તાપે, ૫૫

પદ્મઆસન વિચક્ષણ વાળી, તોષવા વિકટ શક્તિ કરાળી,
ઘોર દારૂણ ક્રિયા અજમાવે, દુષ્ટ નીચ કૃતિ સ્વાર્થ કરાવે. ૫૬

ઉચ્ચ જ્વાલ ઘૃતથી પ્રસરે છે, અગ્નિથી ચપલ ધૂમ્ર સરે છે,
પ્રાણ મેધ્ય જનના વિચરે છે, વેદીથી રથ તથૈવ સ્ફુરે છે. ૫૭

મૃત્યુ હારરુજનેપર રાખે, અન્ય દે ન જય કે જશ પાખે;
વજ્રકાય રથ ને હય તાતા, લેઈ આહુતિ ધરે કુળમાતા. ૫૮

નીચ કર્મ કરતાં નવ ભીતિ, સ્નેહહીન જડ નિર્દય રીતિ,
દુષ્ટમાં નિરખતાં કપિ ચોંક્યો, તર્ક રે' ન કૃતિનો ક્ષણ રોક્યો. ૫૯

પૂર્ણ જૈત્ર રથ નિઃસરતામાં, ભગ્ન સદ્ય અરિને કરવામાં,
કાર્યસિદ્ધિ સમજી અસુરારિ, બોલતો ગિર ચમૂ પ્રતિ સારી. ૬૦

( ભુજંગી છંદ. )

"જીતી ઇન્દ્રિયોને સજી યુદ્ધનીતિ, તજી માર-ચિંતા, તજી મર્ણભીતિ,
ધરી ઇશનું તેમ સંગ્રામધ્યાન, ચઢો વીર યુદ્ધે ભુલી સર્વ ભાન. ૬૧

ઠગી ભાઈને લંકનું રાજ્ય પામ્યો, પ્રજા પીડતાં દુષ્કૃતી ના વિરામ્યો;
સતીરૂપનું નેણથી પાન કીધું, ઠગી નારને ઉર્મીનું જોર લીધું. ૬૨

હણોને હણોને હણો એ ઠગારો, હવે વાર કે ભાઈ! શાનો ઉધારો?
ચઢે ક્રોધઆવેશથી યુદ્ધ ચંડ, રહો ઠાવકા કેમ વીરા પ્રચંડ.? ૬૩

નથી અન્ન આજે થવાનું હરામ, નથી સૃષ્ટિમાં રાખવું દુષ્ટનામ;
થવાની ન પાછી જરા યાર! પા'ની, ધરો ધ્યાનમાં મૂર્તિ સીતામ્બિકાની. ૬૪

અની શસ્ત્રથી સજ્જ સંગ્રામ માંડો, કરો શત્રુનો જીવથી દેહ ખાંડો;
શમાવો સુરારિ ભરી ભવ્ય ફાળો, કરો લંક મધ્યે ખરો કેર કાળો. ૬૫
નથી ગેહ કે દેહનું કાંઈ કામ, નથી ભાઈ કે બ્હેનનું કામ નામ;
નથી માત કે તાતનું લેશ સ્મર્ણ, નથી નારની વાતમાં એક કર્ણ. ૬૬
નથી પુત્ર કે મિત્ર કે જીવ આશ, નથી રામ સીતા વિના અન્ય પાશ;
રણે રંગમાં કેસરી તુલ્ય ગાજી, કરો દુષ્ટના અંગથી ગૃધ્ર રાજી. ૬૭
હજી હોય જીવ્યા તણી આશ ભેર ભલે જાય અત્યારથી તેહ ઘેર;
ભલે તે પ્રિયાઅશ્રુમાં મૃત્યુ ધારે, હમે તો રમીશું રણે રંગ ભારે.”૬૮
સુણી એમ ચાલ્યા અટાટોપ માંડી, વની સર્વ જીવિતની વાત છાંડી;
સુરાના મનોવેગથી વેગ ભારે, ગયા યત્ર સૌમિત્ર ગિર્વાણ મારે. ૬૯

**સર્ગ ત્રેવીસમો સંપૂર્ણ.**

---

# સર્ગ ચોવીસમો.

## યુદ્ધવર્ણન.

( ઉધોર છંદ. )

“ રાવણવંશકજ્જલજાત ! ભારે પાપપુંજઅખાત !
રાક્ષસ દુષ્ટ કેરી નાત, જેમાં આપ જેવી ભાત. ૧
ઠગને દુષ્ટ કેરા તાત, કીધા સદ્‌ગુણો તે મા'ત,
જાણે ઝેર કેરો વાત, પણ તલભાર છે ન વસાત; ૨
તું છે ઘોર કર્મકનાત, જાણે પાપ છે સાક્ષાત,
કીધો ન્યાયનો તે ઘાત, મનમાં લાજ આજ કજાત., ૩
મુંકી કપટથી ત્રણ બાણ કીધો અસ્ત રણનો ભાણ,
એવા રામ સામો જાય, લેજે શક્તિની તવ સ્હાય. ૪
જેનાં બાણના ઘા સખ્ત, ખેંચે છે હજી તનરક્ત,
આવે તે થજે તો ભક્ત, લજ્જા ધૈર્ય હિમ્મત સક્ત. ૫
આવા શું કરે ઉપાય, એવેથી રણે શું થાય;
લાવે જો ઉધારે જોર, ભુંડા, ચોરનો તું ચોર. ૬

બેસી પાંજરામાં કીર, મારે વેંણુ કારી તીર,
તેને વીર ક્યમ કે'વાય, તેની માતકૂખ લજાય. ૭

કરતાં મંત્ર જંત્ર પ્રપંચ, અરિને દે વ્યથા જે રંચ,
તેનું નામ દૂષિત થાય, તેનો વંશ નર્કે જાય, ૮

તેને સગ્રહે નહિ લોક, તેને દેવ કરશે ફોક,
કરશે અપ્સરાઓ ત્યાગ, તેમાં કો ન ધરશે રાગ, ૯

તેને ફાતડો કે'વાય, નારીવર્ગમાં ન સમાય,
તેના સ્મર્ણ ઉપર "હાય," તેનું શ્વાન માંસ ન ખાય, ૧૦

તેનો સ્પર્ષ દે છે નર્ક, તેને તેજ દે નહિ અર્ક;
તેનો થાય નહિ સંપર્ક, તેના દુઃખના શા તર્ક ? ૧૧

બોળી બીર્દ લજવ્યો વંશ, કીધું જે કરે ન નૃશંસ;
સબળા શક્તિ તોયે નાર, તેનો આજ લે ઉપકાર; ૧૨

ખાધી યુદ્ધ વણ તે હાર, છે શતવાર રે ! ધિક્કાર;
હાવે બાણકેરો માર, તા'રા પર થશે ક્યમ યાર. ૧૩

જાણી વિપ્ર તા'રૂં મૂળ, ઉગ્યો લંકમાં તું શૂળ;
લીધી શર્ણ સાથે હાણ, ક્ષત્રી મારશે નહિ બાણ. ૧૪

બી'ની ઓ અલ્યા! ક્યમ જાય? જાયું તે કદા પણ જાય;
થાશે એક દિન જો મર્ણ, શાને થાય ઢીલા ચર્ણ. ૧૫

તા'રૂં સૈન્ય સઘળું લાવ, ચલવી યુક્તિ કેરાં નાવ,
રણમાં વૈર સઘળું વાવ, પે'લો ક્રૂર કર તું ઘાવ; ૧૬

તા'રૂં લાવ સઘળું જોર, સામદ મંડળિકનું ચોર;
તા'રૂં થાય તે કર રાજ, તારો જીવ લેવો આજ. ૧૭

ત્રાસી જાય તો કર માગ, જોડી હાથ માગી માગ;
સીતા આપ ઝટ આ વાર, નહિ તો થાય વિધવા નાર." ૧૮

મ્હેણાં એમ બહુવિધિ દીધ, તોયે વાત ઉર નહિ લીધ;
જપમાં બદ્ધ અંતર કીધ, સાધે શું સમાધિ સિદ્ધ. ૧૯

પાડી ચીસ તવ વિકરાળ, મારે યજ્ઞ પર કપિ ફાળ;
તોપણ ઉઠતી નહિ ઝાળ; અમૃત વામતો જ્યમ વ્યાળ; ૨૦

ત્યારે શેષતનયા ધામ, જાવા ભીંડતા કપિ હામ;
પાડે ગ્રામ્ય શબ્દો કાન, કરતા દેહપર તોફાન; ૨૧

રગ રગ વૃદ્ધિ પામ્યો રોષ, લેઈ બાણ કરતો ઘોષ;
સામો ધાય ધરતો દર્પ, જાણે વિફરેલો સર્પ, ૨૨

"હોહોકી" કરીને વીર, અરિના પ્રાણ અર્થે અધીર;
બનતી રૂદ્ર સમ તસવીર, ફેંકે બાણ સુર જ્યમ નીર. ૨૩

થાયે ધનુ તણા ટંકાર, અષાઢી મેઘને અનુસાર,
ચમકે વીજ ઘર્ષણરક્ત, વરષે સ્વર્ગથી જ્યમ રક્ત. ૨૪

કોને ,શીષ વાગે ઘાવ, થાએ ઉષ્ણ રક્ત જમાવ;
તોપણ રીસ રીસને રીસ, કરતાં કારમી દે ચીસ. ૨૫

કોના હાથ ઉડી જાય, કોની આંખ ફૂટી જાય;
કોની કેડ તૂટી જાય, કોનાં હાડ ભાગી જાય; ૨૬

કોના ચોટલા ચુંટાય, કોનાં વક્ત્ર દિવ્ય કપાય;
કોનું હૃદય પણ ભેદાય, મરતાં કો ન પાણી પાય; ૨૭

તોપણ યુદ્ધ કરવા મગ્ન, અંગો સર્વ થાતાં ભગ્ન;
બમણા વેગ સાથ કબંધ, દોડે મારવા થઈ અંધ. ૨૮

મૈત્રી મર્ણ સાથે કીધ, જીવનઆશ મુકી દીધ,
તેના તોરનો નહિ પાર, માર્યા લક્ષ કોટિ હઝાર. ૨૯

જેને અંગનું નહિ ભાન, જેને લાગ્યું રણનું તાન;
તેણે મહી કીધી પુષ્ટ, રૂડી અપ્સરા સંતુષ્ટ. ૩૦

દાંતે ઝાલતાં સમશેર, કેણે લક્ષ કીધા જેર;
જાણે અંગ ચઢિયો ફેર, રૂમે તેમ કરતાં કેર. ૩૧

જાણે મસ્ત દશ દિગપાળ, આવ્યા શેષ તજી પાતાળ,
આવ્યો ફાળ ભરતો કાળ, સેના લેઈ શક્તિ કરાળ, ૩૨

આવ્યા રૂદ્ર પણ અગિયાર, રણમાં ભાગ લે આ વાર,
એવું યુદ્ધ દારૂણ થાય, ફાટી વજહૈયું જાય. ૩૩

ઉડે બાણ લેવા પ્રાણ, તેનો વળે વચમાં ઘાણ;
થાએ પણછપર પણ તાણ, રે'તુ એક નહિ એંધાણ. ૩૪

વાએ વાત ચાલી જાય, જાણે લંકમાં ન સમાય;
ઉડુગણ પાર ઉડી જાય, ભૂતલ મધ્ય ઉતરી જાય. ૩૫

જાણી વાત આ લંકેશ, કરતો ચિત્તમાં મસ ક્લેશ;
આણે હૃદયમાં આવેશ, ખાતો હીંડતાં પણ ઠેશ; ૩૬

મ્હોંનો ઉતર્યો ઉજેશ, ધીરજ હોય શાની લેશ?
તોપણ રાખતો મસ દ્વેશ, સેના મોકલી ત્યાં બેશ; ૩૭

અરિને મારવાનું તાન, તેનું આણવા અવસાન,
આજ્ઞા મૂઢ દે બહુ પેર, પીધું વિષય કેરૂં ઝેર. ૩૮

જાણે ભાદ્રપદનો મેઘ, તેવું તૂર્ત તાણી તેગ,
આવે સૈન્ય અપરંપાર, તેતો થાય ક્ષણમાં ઠાર. ૩૯

હાહાકાર ને પોકાર કાને ના પડે પળવાર;
મરતાં હર્ષ માણે ઉર, બનતાં મરણ જેવા ક્રૂર. ૪૦

વાગે બાણ કારી ક્રૂર, તોએ સર્પ શા મગરૂર;
વાગ્યાનું જરા નહિ ભાન, જેને યુદ્ધમાં છે ધ્યાન. ૪૧

જીવ્યે લાખના કે'વાય, મરતાં લાખ સવ્વા થાય;
ત્યારે વ્યૂહમાં જયકાર, કરવો કેમ નહિ આ વાર; ૪૨

એવા ઝટ્ટ કરતા તર્ક, યોદ્ધા દોડતા જ્યમ કર્ક;
થાતા યુદ્ધજળમાં ગર્ક, કરતા અસ્ત જાણે અર્ક. ૪૩

દા'ડે પડી જાણે રાત, થાતો સૂર્યકરનો પાત;
આંખે વદન નવ દેખાય, પર કે પોતિકો ન જણાય; ૪૪

મૂવો કોણ તે ન જણાય, ક્ષણમાં વીર યમઘર જાય,
કો'ની સાથ કરવું યુદ્ધ, તેની ના મળે કૈં શુદ્ધ. ૪૫

માંહોમાંહ્ય લઢતા વીર, કાપાકાપ કરતાં ધીર;
મારે ભાઈને પણ ભાઈ, સસરાથી હણાય જમાઈ; ૪૬

મારે પુત્રને નિજ તાત, મિત્રે મિત્ર કરતા ઘાતઃ
ભારે ત્રાસમય ઘમશાણ, થાએ યજ્ઞકુંડ સ્મશાન, ૪૭

તે દિન તીવ્ર વાગ્યે તીર ધરણી જે ઢળ્યા રણધીર,
તેનો થયો યાદવ વંશ, જેમાં કૃષ્ણ છે અવતંસ. ૪૮

દોડે સૂસવાટે બાણ, જોતામાં ઉડાવે પ્રાણ;
જાણે બાણરૂપે વાત, આવે યુદ્ધમાં સાક્ષાત્. ૪૯

જ્યાં ત્યાં બાણ બાણ કૃપાણ, જ્યાં ત્યાં વળે જનનો ઘાણ;
શરમય સૃષ્ટિ સઘળી થાય, રણ પણ પ્રેતથી ઉભરાય. ૫૦

જાણે ધર્મ જીવિત લાજ, જાણે રાજ સૌખ્ય સમાજ,
જાણે મોક્ષ વૈભવ દાર, રાખે યુદ્ધપર આધાર, ૫૧

એવો કોપ કરતા વીર, ફેંકે કારમાં બહુ તીર;
એવાં પડી થોકે થોક, તોડે અદ્રિ લોકાલોક; ૫૨

અગ્રે મૂકુટનો લઈ ભાર, ખેંચી રત્નના શણગાર,
કોના છીનવી મણિહાર, ઉચ્ચી ચઢે શરની હાર; ૫૩

ચોટી આભમાં જઈ તેહ, પાડી વજ્રમાં પણ વેહ,
તૈજસ રૂપ તે દેખાય, નૂતન ધૂમકેતુ જણાય. ૫૪

...રે વ્યોમતારા આજ, છોડી સ્વર્ગ કેરૂં તાજ,
...કા થાય, કોહીનૂર તે લ્હેવાય; ૫૫

...ાનું થાય, ભારે અસ્ત્રનો સમુદાય
... પાતાળ, ભરતો ચૌદલોક વિશાળ; ૫૬

...ગઢ કૈલાસ, જેમાં રૂદ્રનો છે વાસ;
ક્રોધી જ્યાં ત્રિશૂલે કક્ષ, પુત્રી સાંપતો જ્યાં દક્ષ; ૫૭

જેમાં ભૂત ગણ છે લક્ષ, જ્યાં છે અભય કેરો પક્ષ;
જ્યાં છે કાળ જેવા અક્ષ, જ્યાં છે પ્રાણઘાતક જક્ષ, ૫૮

ત્યાં થઈ કાળ રૂપ અકાળ, પાડી સ્કંદને પણ ફાળ,
મારી ભવલલાટે ફાળ, ભેદે બાણ શશિવર બાળ; ૫૯

થાતો ત્યાં સુધાનો પાત, પીતાં રૂંડ થઈ રળિયાત;
પામી ચેતનાને ચટ્ટ, કરતાં હાસ્ય ભુંડાં અટ્ટ; ૬૦

જોઈ વ્યાળ મસ મકલાય, મારી ફુંક ડસવા ધાય;
તેનો થાય મસ ખભળાટ, થાએ ભૂતના કકળાટ; ૬૧

સિદ્ધિ નિર્વિકલ્પે રોધ, થાતાં શંભુ કરતા ક્રોધ;
ત્રીજી ઉન્મીલે છે ચક્ષ, અગ્નિ સર્વ કરતો ભક્ષ, ૬૨

આવે બાળવાને વ્યૂહ, પૂરો ના પડે પણ ઉહ;
તેથી સાગરે લય થાય, વડવા રૂપ શું થઈ જાય; ૬૩

તેથી સિન્ધુ પણ સૂકાય, તનયાથી ન તે સ્હેવાય;
વિનવે નાથને, બહુ વાર, ચઢવા શ્વસુર કેરી સ્હાય; ૬૪

પૃથ્વીલોક આછો થાય, ઘડતાં વાર પાછી થાય,
અમથો દેવલોક ભરાય, તેનું દુઃખ અંતર થાય, ૬૫

તેથી ઇંદ્ર બ્રહ્મા દેવ, વિનવે ઇષ્ટને તતખેવ;
"હાવે સ્હાય આવો નાથ! પકડો દુષ્ટ કેરી નાથ;" ૬૬

તેથી ચિત્ત ધારી પ્રેમ, કરવા વિષ્ણુએ સુરક્ષેમ,
લક્ષ્મણને દિધું બળ પૂર્ણ, કરવા ઇંદ્રરિપુને ચૂર્ણ. ૬૭

કૂદી મારતા બહુ અસ્ત્ર, વીરા છેદતા તન વસ્ત્ર;
લેતા શસ્ત્રનું પરમાણ, ઓળખવા કરે અનુમાન. ૬૮

એના યુદ્ધની તતખીર, સુણતાં પંડ થાએ વીર;
તેને વર્ણવી ક્યમ જાય, તેનો વાદ શેણે થાય ? ૬૯

પરશુરામ બાણાસુર, અર્જુન કર્ણ જેવા શૂર,
યોદ્ધા ભીષ્મ દ્રોણ કરાળ, પૃથ્વીરાજ ને સુરપાળ; ૭૦

તેનાં યુદ્ધ નવ લેખાય, ચેષ્ટિત બાળનાં કે'વાય;
જ્યારે યુદ્ધ આ સમજાય, શબના ઓઘ ગિરિ જ્યાં થાય. ૭૧

શ્વાસોચ્છ્વાસ ઓળે લાગ, લેઈ રૂપ લઢતા નાગ;
તેવે ઇન્દ્રજિત મદમસ્ત, કાપ્યો લક્ષ્મણે જવ હસ્ત, ૭૨

મારી સિંહ જેવી ફાળ બેઠો શત્રુશિર જયમ કાળ.
ચંડી સીતનું પણ સ્મર્ણ થાતાં લક્ષ્મણે દ્રયચર્ણ, ૭૩

ખેંચી ભૂ ઉતાર્યો વીર, ઉતર્યું રાક્ષસોનું હીર,
ઉતર્યું ધડ ઉપરથી શીષ, ઉતર્યું યુદ્ધ કેરૂં ભીષ; ૭૪

ઉતર્યો ભૂમિ કેરો ભાર, ઉતર્યો ઇન્દ્રજિત ભવપાર,
ઉતર્યો જાનકીનો ક્લેશ, ઉતર્યો શેષકન્યાવેશ; ૭૫

ઉતર્યો વાનરોનો ખાર, ઉતર્યો અસુરનો અધિકાર,
ઉતર્યો દુઃખમાં લંકેશ, ઉતર્યો અબ્ધિમધ્ય દિનેશ. ૭૬

ઉડ્યો હાથ નારીધામ, ઉડ્યું શીર્ષ જ્યાં છે રામ,
રૂમે ધડ કરે સંગ્રામ, વિધવા થાય ત્યાં બહુ ભામ. ૭૭
હાહાકાર વરત્યો અત્ર, સ્તંભિત ચિત્ત છે સર્વત્ર;
રાક્ષસ વાનરો દિગમૂઢ, હલવે હસ્તી પણ નહિ શુંડ. ૭૮
ઓચિંતુ થયું શું આજ, જાણે સાવ માંરે બાજ;
જાણી થયું બકનું રાજ, રાક્ષસવર્ગ આવે વાજ. ૭૯
રણમાં થાય નાસાનાસ, ઉભો કો ન કે'વા "હાશ";
દોડી સ્હેજ ઠોકર ખાય, તેનાં અંગ સહુ ચગદાય. ૮૦
જ્યારે ઇંદ્રનો જીતનાર, રણમાં થાય અસિથી ઠાર,
ત્યારે ,સેનના શા ભાર, છોડે વીર પણ હથિયાર. ૮૧
છોડે કાંચળી જ્યમ સર્પ, છોડે યોગિયો જ્યમ દર્પ;
છોડે પંડિતો જ્યમ વાણ, છોડે પાટવી ત્યમ પ્રાણ. ૮૨
મુંકી ઇંદ્ર કેરૂં નૃત્ય, વ્રત ને નિયમ માન અપત્ય,
આવે અપ્સરાસમુદાય, ભૂષણ લાજનું પણ જાય, ૮૩
કરવા ઇંદ્રજિતનું લગ્ન, રે'વા રોજ એમાં મગ્ન;
પરવશ ચિત્ત કરવા છેક, સ્વાધીન તોય મુંકી ટેક; ૮૪
લોભી જેમ ભાળે દામ, કામી જેમ રૂડી ભામ;
વીરા જેમ યશનો કોટ; લેવા મુકતા મસ દોટ; ૮૫
તેવી પદ્મિણી નવરંગ, ઉઘાડાં થતાં કંઈ અંગ,
છૂટા ઉડતા પણ કેશ, કોમળ પાય વાગે ઠેશ; ૮૬
જાણે રત્નનિધિ લુટાય, ઘટ પીયૂષનો ઢોળાય,
અથવા પુત્ર લેવા કાજ, મળવા કે હૃદયનો રાજ; ૮૭
દોડે હાંસથી થઈ અંધ, પ્રસરે શ્વાસથી શુભ ગંધ,
વિદ્યુત્ વાતશું અથડાય તેનો શબ્દ મંજુલ થાય; ૮૮
પગનાં વાગતાં નૂપુર, મળતા બંગડીના સૂર;
જાણે સૂચવે વાદિત્ર, પરણે કીર્તિ ને સૌમિત્ર. ૮૯

(દોહા.)

ભાણ પ્રતાપી લંકના, સુલોચનાના પ્રાણ,
અનંતમાં લય થઈ ગયા, ભરદરીએ જ્યમ વ્હાણ. ૯૦

**સર્ગ ચોવીસમો સંપૂર્ણ.**

---

# સર્ગ પચીસમો.

## સુલોચના-વિરહ-વર્ણન.

( વિયોગિની વૃત્ત. )

પતિની છવિ ધારતી સતી, સ્થિર ચિત્તે વિભુને યથા યતિ;
લમણે કર ધારતાં રતિ—સમ સોહે ઉમરે પ્રભાવતી. ૧

અહુણાં પતિ ઘેર આવશે, મનમાની વહુને લડાવશે;
મખથી પરવારશે યદા, પ્રિય અંકે શિર ધારશે સદા; ૨

ત્યમ ઘાટ ઘડી ઘડી ઘડી મદમાતી મુદહીંચકે ચઢી;
રતિ કૂજિત કાન્તનાં સ્મરે, જગકોલાહલ કર્ણ ના ધરે. ૩

પ્રણયે પતિસાગરે તરે, સ્થિર એકાદશ ઇન્દ્રિયો કરે,
દઢ નૈષ્ઠિક ભક્તિ કાન્તની કરતી સુંદર શેષનન્દિની. ૪

વિરહે પતિયોગ કલ્પતી, ધરતી માનસપૂજને મતિ,
અવિકલ્પ સમાધિ સાધતી, પતિ સર્વત્ર સમીપ ન્યાળતી. ૫

રણયુદ્ધનું ભાન ના જરા, સમજે શૂન્ય ભરી વસુંધરા,
હૃદયે પતિને ધરી દ્રવે, સુખ સંયોગ તણું અનુભવે. ૬

પતિ પાતળીઓ જઈ કને ઉર નાભિ કટિ ગાલ વાળને,
નિજ દ્રવ્ય ગણી ભવોભવે, નિજ ઇચ્છા અનુરૂપ ભોગવે. ૭

મૃદુ હાસ્ય વિનોદથી રમા, રમતી સંસૃતિની ત્યજી તમા,
ઉર પ્રાણ રમે અહિશ્વર તવ વૈયાત્ય કરે ત્રપા પર. ૮

ધરતો વપુને રણાઙ્ગણે, યશ-કિલ્લો મૃત શત્રુથી ચણે;
પણ તે સમયે ધરી રતિ, રમણીસંગ અહો ! રમે રતિ. ૯

અતિ પ્રેમપ્રકોપ આદરે, હઠઆલિંગન માનિની ભરે;
લવ જાગ્રતિમાં થતાં સતી ન ગણે દેહ ઉપાધિને રતિ. ૧૦

હસતી પ્રિય નાથહાસ્યથી, નયણે મત્ત પ્રમોહ ભારથી;
નખથી નખરાં ખરાં કરે, પતિનો દેહ સુબાહુમાં ધરે. ૧૧

સુખથી જ્યમ ચુંબતી પતિ, અધરોષ્ઠે વમતી સુધા અતિ;
ક્ષણમાં ભૃકુટી ચઢાવતી, બહુમાને પતિને નિવારતી, ૧૨

પણ તિર્યંગ દૃષ્ટિથી જુવે, તવ રોમાઞ્ચ થતો રુવેરુવે;
મુખમાં મુખ મેળવી પ્રિયા, જયમ પારાવતની કરે ક્રિયા. ૧૩

ન રહી લવ ભેદની પ્રમા તવ રામા થઈ વિષ્ણુની રમા;
પતિમાં થઈ લીન શ્રી સમી પતિને લીન કરે પરાક્રમી. ૧૪

રતિના ઘુટડા ગળે ગળે, સ્તન સાથે ઉછળે, દૃગો ઢળે;
પ્રણયે પરતંત્રતા ગ્રહી પ્રમદા કેવળ પ્રેમદા રહી. ૧૫

મુકતી શ્રમ શ્વાસ પદ્મિણી, લસતી કાય સુવર્ણની ઘણી;
રમણી હરખે સુવે ચતી, ધવ છાતીફલકે નચાવતી. ૧૬

કુચ વામ કરે ધરી રહી, શ્લથનીવી કર દક્ષિણે ગ્રહી,
બહુ ચેષ્ટિત હાવભાવથી, અથવા વલ્લભને રમાડતી. ૧૭

કચ ધૂનનથી ધરે પુઠે, પતિ રોકે દઈ ઠેશ અંગુઠે;
શ્લથતા સઉ ગાત્રમાં ધરે, પરમાનંદવિષે ત્રિયા ઠરે. ૧૮

જડ દેહ સુદૂર સંચર્યે લલના માનસસૃષ્ટિમાં તરે;
પતિ જાગ્રત—સ્વપ્નમાં ધરી નવલા રંગ રમે ફરી ફરી. ૧૯

પણ દૈવ સમર્થ મત્સરી લય આનન્દ સહે ન તે જરી,
ગુણ, રૂપ, સમૃદ્ધિ યોગનું, કરવા ખંડન આદરે ઘણું. ૨૦

જવ સૂક્ષ્મ શરીર એ રમે, સુખમાં કાળ કરાળ નિર્ગમે,
વપુ અંતરભાવથી લસે, લતિકા પુષ્ટ થતી સુધારસે, ૨૧

ઠરતી પતિબાહુમાં યદા, વમતી નાર વિયોગઆપદા,
સહસા તવ વક્ષસે સર્યો, પતિનો હસ્ત રૂધિરથી ભર્યો. ૨૨

ઉછળી વનિતા સમાધિથી, ઉછળી વક્ષસ શાન્તિભાવથી;
ઉછળ્યો જડકામ ચિત્તથી, ઉછળ્યો શોકસમુદ્ર પાજથી. ૨૩

ક્ષણ મૂર્છિત થાય સુંદરી, ક્ષણમાં સ્તબ્ધ બને કૃશોદરી;
કરપાય ઘ્રસી ઘસી રુવે, ક્ષણ ન્યાળી કર નાથનો જુવે. ૨૪

પતિનામ થકી દિશા ભરે, મૃદુ રોળી તન આંખડી ભરે;
ક્ષણમાં થઈ શુષ્ક વેલડી, વિલપે દીન થયેલ ઘેલડી: ૨૫

"પતિ વલ્લભ! છેતરી પ્રિયા, કરતાં વાત સટી ક્યહાં ગયા,
હવણાં ઝટ આવુંછું કહી; હૃદયે પ્રેમ જરા ધરો નહિ. ૨૬

કર દક્ષિણ લગ્નકાળમાં, કર વીંટી બનતો વહાલમાં;
દઈ તે પણ આજ એકલો, થઈ મ્હારા પ્રભુ દૂર ક્યાં પળો? ૨૭

કરમાં કર, આંખ આંખમાં, હૃદયે અંતર, પ્રાણ પ્રાણમાં,
મનમાં મન મેળવી હવે, કર દીધે પતિ કેમ પાલવે? ૨૮

પરણ્યા બહુ લાડકોડથી, ઉર સાંધ્યાં દ્રય સ્નેહદોરથી,
નવ અંતર સ્હેજમાં સહો, તવ કાં આમ હવે ત્યજી રહો. ૨૯

સઘળી મનવાંછના ભરી, કરતા પુષ્ટ પ્રિયા કૃશોદરી;
રમતા રણવાસમાં સદા, ક્યમ આજે રણવાસમાં પડ્યા? ૩૦

તમસંગ પતગના કર, રમતાં રંગ, અનંગનાં શર,
વપુમાં મૃદુ પુષ્પશાં ખરે, પતિ જાતાં પણ ભસ્મ તે કરે. ૩૧

પ્રિય! પ્રેમ બહુ બતાવતા, હૃદયે લેશ શકે ન ધારતા;
અથવા ક્યમ સંચરો ફરી, ગૃહ કારાગૃહ નારનું કરી. ૩૨

અબળા નિજ આશ્રયે ધરી, વણરક્ષા કયમ એકલી કરી;
પણ સ્વાર્થ ભજી દયા તજે, ન મનસ્વી જન પ્રેમને સજે. ૩૩

ન વિચાર કર્યો ભવિષ્યનો, ન સ્મર્યો પ્રેમ અપૂર્વ પૂર્વનો;
અબળા બળતા સ્મશાનમાં, રઝળાવી કયમ વર્તમાનમાં. ૩૪

પરણ્યા તવ વેદિકાપર, ચઢિયા નાથ! ધરી ત્રિયાકર;
ઝુરતી પ્રમદા હવે છતે, સ્વરસોપાન ચઢાય આમ તે! ૩૫

લઈ સોગન કોલ આપતા, મુજને જીવિતહેતુ માનતા,
ક્યમ શોક કરી હવે ચશ્યા, અસિના કૃત્રિમ ભાવમાં ફસ્યા. ૩૬

નહિ રંગ સ્વરૂપભૂષિતા, ગુણહીના, કુળમાં કલંકિતા,
અસિ વીછણ પુંશ્ચલી નરી કયમ છાતી સરસી તમે ધરી. ૩૭

ઘટ નાજુક દેહભાજને ભરતા શાશ્વત દિવ્ય મોદને,
ઘટ ભગ્ન સમાન તે કરી, સરવા દ્યો સહ પ્રાણ કેસરી! ૩૮

નવ ક્લેશ સહ્યો પિતાગૃહે, નવ રે'તી તમસંગ નિગ્રહે;
ગૃહ હર્ષ વિના ન સંગ્રહે, ન વિયોગે ગૃહ થાય વિગ્રહે. ૩૯

પણ આજ લલાટ ફૂટતાં, કુલ તોએ થઈ બાણ છૂટતાં;
વિષતુલ્ય બને વળી સુધા, પ્રભુ પાસા વ્યથમાં પડે ઊંધા. ૪૦

નવ આશ્રય અન્યનો કર્યો, પતિછાયાસમ જીવ મ્હેં ધર્યો;
કયમ તે પતિરિક્ત સંચરે, ન વિખૂટી ક્ષણ સારસી રહે. ૪૧

સ્મર શંભુપ્રકોપથી બળે, હડકાયો નભ ભૂતલે પળે,
શિવભક્તતણી વધૂ પરે તમ બેઠે પ્રભુ! ક્રોધ વાપરે. ૪૨

પ્રિય! પાય પડી પડી કહું, નવ જૂદી કરવી ભલી વહુ;
અસિલગ્ન સુલોચનાસટે, નવ પત્નીવ્રતને જરા ઘટે; ૪૩

અથવા પતિ! રાસ આદર્યો તવ કંદર્પ અદર્પમાં ધર્યો;
બહુ તે ઈરષા હવે કરી, ડસશે ઝેર રગેરગે ભરી. ૪૪

પરિરંભણ, ચુંબને ભરી કરશે કોણ પ્રફુલ્લ મંજરી?
પિયુ! કોણ ત્યજી જતાં જવે રમશે આ ઉર-ખાટમાં હવે? ૪૫

વરસે સુખ સૂર્ય સ્નેહને તવ ફુલ્લા નવમલ્લિકા બને;
જવ વર્ષણ બંધ થાય છે, રજમાં પુષ્પ વિશીર્ણ થાય છે. ૪૬

નિરખી તમ સાથ સાધવી, બનતી મત્સરયુક્ત માધવી;
પણ તે બહુ રીસ કાઢશે, સહકારે થઈ લગ્ન લાડશે. ૪૭

શશિ પદ્મ વસંત આજથી, વ્યથ દેશે વિપરીત રીતથી;
કરશે સહુ એ સહાય, વા, તમ પન્થે ત્વરથી પ્રવર્તવા. ૪૮

મુજ કારણ શોક છે નહિ, પણ લંકાજન ઝૂરશે અહીં;
અભિરામ મુખેન્દુ ન્યાળવા, પતિ! વ્હાણે જન કયાં જશે હવાં? ૪૯

પ્રમદાપર પ્રેમ રાખવો, પરનારી સહ સંગ ત્યાગવો,
શિખશે ઉગતા ન એ યુવા, જન વૃદ્ધો પૂરશે હવે કુવા. ૫૦

પિયુ! માત મનોહરી સતી, તમ જેવા સુતથી ઠરી હતી;
ફૂટડી ઉરશીષ તોડશે અથવા ચેતન ભાન ભૂલશે. ૫૧

ઘરમાં હસતે મુખે જતા, ભગિની ભાઈ પગે વિટાળતા;
મુજ સન્મુખ દૃષ્ટિ નાંખતા, મૃદુ વાક્યો ગુણકાર ભાખતા; ૫૨

નવ કોપ ગૃહે કદા ધર્યો, પ્રણયાનંદ સ્થળે સ્થળે ભર્યો;
પણ હાય! હવે દશા ફરી, મુખ વી'લાં સ્વજનો રહ્યાં કરી. ૫૩

ગજચાલ, કૃપાળુ કાળજુ, વચનો માર્મિક કર્ણમાં હજુ;
સહુ સાંભરતાં વધે વ્યથા; જગમાં છે સ્મૃતિ દુષ્ટ સર્વથા. ૫૪

પતિ! પુન્ય ત્રિલોકનું હવે પરવાર્યું કુળદીપ હોલવ્યે;
પશુ પક્ષી થયાં દયામણાં, ક્યમ લેશે તમ નાથ ભામણાં. ૫૫

ગઢલંકપ્રજા સુલોચના, ગણતા જીવસમાન અંગના,
વિધવા પણ એયને કરી; ધિક્! શેં કંચનકાય પહેરી. ૫૬

પતિ! જીવસમાન જાળવી, ન ઘટે શૂળસમાન ટાળવી;
થઈ વ્યાકુળ દાહથી બળું, અબળાનું ગજું હોય કેટલું. ૫૭

ઘર પ્રસ્તુત શુદ્ધ આદરી, નહિ સીમંત તણી ક્રિયા કરી;
નવ પુત્ર તણાં લીધાં સુખ, નવ દીઠું ઘરમાં વધૂમુખ. ૫૮

યુવરાજ! ગળે ધરી ધર, ન થયા કારજભારથી પર;
નવ રાગ વિરાગ સાધીઓ, ધિક્! એળે અવતાર ગાળીઓ. ૫૯

અથવા જડ પ્રીતિ હું ધરૂં, પતિ જાતાં ક્યમ દેહ આ ધરૂં;
વિરહાનળથી બળું અતિ, પણ છાતી ન કઠોર ફાટતી. ૬૦

ચિરકાળ વિયોગ નાથનો હલકો આ ચળ દેહથી ગણ્યો!
નહિ તો કર એકલો ગ્રહી ક્યમ સંસાર વિષે શકું રહી? ૬૧

અહિશો અરિકંઠને ડસે, મુજ કંઠે ફુલહાર શો લસે,
અરુજાકર આજ તે કર, મુજને દુઃખ કરે થતાં ક્ષર. ૬૨

પતિકારણ દેહ જો ધર્યો, પતિનો સંગ પ્રયાણમાં કર્યો,
તવ આ ક્યમ વાર થાય છે?—પતિ નિર્વાણપદે સમાય છે. ૬૩

બહુ અંતર વારથી પડે, મનથી વેગ હૃદેશનો ચઢે;
નહિ વાર વિચાર, શોચના કરતાં કંથ ખુવે સુલોચના. ૬૪

વણકારણ થાય જો સ્થિતિ અમથા સંશયમાં પડે પતિ;
રમવું, શિવકંથસંગમાં તવ શી લાલચ સ્થૂલ અંગમાં?" ૬૫

મન એમ વિચાર આદરી, કરતી સંસૃતિવાસના પ'રી,
ત્રસરેણુ સબંધ બાંધતી પતિના સૂક્ષ્મ શરીરનો સતી; ૬૬

જનરાગ ગૃહાંગણે ધરી, વિચરી મૃત્યુસમીપ સુંદરી;
રણમાં પતિદેહ ખોળવા, નિકળી રૂપ ધરી શકે શિવા. ૬૭

રણ, રાઘવથી લઈ કને, પતિનાં ભવ્ય કબંધ, શીષને,
મહિમા અધિકો વિશુદ્ધિનો, પ્રકટે, પૌરૂષથી, ધરીવનો. ૬૮

જગ જીતી સતીશિરોમણિ, ગત ચાલે જયમ મત્ત હાથણી,
ભયકશ્મલમોહથી છડી અબળા મૃત્યુ હરાવવા ચ્હડી. ૬૯

બળતી નવ વેદિકાપર કરવા કાન્ત તણો સ્વયવર,
ગત કર્મ સમસ્ત બાળવા પ્રકટી પ્રેમલ યોગિની નવા. ૭૦

( સોરઠો. )

વડવાનળથી જેમ, ગભીર સાગર ઉછળે;
વિરહાનળથી તેમ, ચિત્ત સુનયનાનું છળે. ૭૧

સર્ગ પચીસમો સંપૂર્ણ.

---

# સર્ગ છવ્વીસમો.

## સમુદ્રવર્ણન અને સમાપ્તિ.

( શિખરિણી. )

નદી જેવી વક્રા પ્રિય સહચરી અંગ ધરતો,
મદે છાતી કાઢી હરખભર શું નૃત્ય કરતો;
દબાવીને જ્વાળા, પરવશ કરી અગ્નિવડવા,
કરેછે શું ચાળા જલધિ રવિની સાથ લઢવા. ૧

નૃશંસો ને દેવો અચળ અહિનો યોગ કરતાં,
મહા યત્ને વિષ્ણુ જળનિધિ વલોવે જળ છતાં;
મહા રત્નો તોએ અમૃતયુત દેછે અવિકલઃ
મહાત્મા સોરંગી સમ વ્યથિત દે રંગ નવલ. ૨

ક્ષણે ધાઈ ધાઈ ઘન પુલિનને જાય મળવા,
ક્ષણે ધીરે ધીરે મૃદુકણ દ્રવે જેમ મઘવા.
કરે છે છોળોના ધવલ જલથી હાસ્ય અમલ;
ધરાને શો ખેચે જલનિધિ તણો પ્રેમવમળ ! ૩

શિલા વૃક્ષો તારા શશિ રવિ અને અભ્ર ગળતો,
ભલાં ભુંડાં દ્રવ્યો ઉદરદરની મધ્ય ભરતો;
વિરાટે ફાડ્યું આ વદન મકરાકાર અથવા
બતાવે માયાનાં તરલપડ અંભોનિધિ નવાં. ૪

પ્રભાવે છે મો’ટો અકલગતિ, ગંભીર, સબળો,
પ્રસન્નાત્મા શ્રીમાન્ વિમલ, નહિ લેશે અછકલો,
સહી પીડા આપે અતુલબલ, ખારો પણ જળેઃ
નહિ આ સંસારે સકલ ગુણ એકસ્થ નિકળે. ૫

હણે જોતાં જોતાં દ્વિરદગણને સિંહ જબરો,
ધરાને ધ્રૂજાવે જ્વલિતમુખથી ભૂધર ખરો;
ધરે મૂર્છા તંદ્રા મુખરસ્વર વાત્યા ઘનથકી,
ત્રણે તોએ ત્રાસે જલનિધિતણા ચંડધ્વનિથી. ૬

છબીલી કાન્તાનાં સ્તન ઝઘન આલિંગન ભરે,
છતાં ધીમે ધીમે ત્રણ ભુવન આમોદ પ્રસરે;
સુયોગી સંયોગી હૃદય ભરતો દિવ્ય મુદથી,
અસૂ જેવા વ્હાલા સ્વજનિત વિદેહી પવનથી, ૭

લઈ લક્ષ્મી કેરી લટભ લટકાળી સુરસતા,
શશિની ખેચીને અતિશય સુધાની શીતળતા;
પ્રિયાના લાવણ્યે લવણરસ વામે સ્થળ સ્થળે,
મહાત્માના હૈયાસમ મસૃણ અંભોનિધિ જળે. ૮

રમાડે રામાને વલયરણકાનો સ્વર કરી,
શમાવે શ્રાના શ્રમ તરૂતણાં વિંજન ધરી;
નિચંતા લંકાના પદતળ વિષે અંજલિ ભરી,
મહત્તા રીઝાવી જળનિધિ કરે નિત્ય બસરી ૯

દઈ લક્ષ્મી સાથે જગતપતિને કૌસ્તુભમણિ,
હરિ અર્થે હસ્તી ત્રણ ભુવન કાજે નિશમણિ;
સુધા દેવોને ને ગરલ મદિરા શંભુ અરથે,
થયો મો’ટો અબ્ધિ; સતત યશની વૃદ્ધિ ગરથે. ૧૦

કરે ભીની લીસી જલકણથકી શ્વેત સિકતા,
ધરી ઉષ્મા આપે ગગનસમ ભારે રસિકતા;
ઝવે ન્હાની મોટી દૃઢ મૃદુ શિલા કૃષ્ણ તટમાં,
ધસે તેમાં વેગે, જળનિધિ રહે તોય વટમાં. ૧૧

ફરે દોડે નાચે મુદિત પશુ ઉચ્છૃંખલ બને,
રમે નાના પક્ષી જળચર નિરાંતે સુરતને;
ભર્યાં ભોળાં ચિત્તે અકલકલ કલ્લોલ કરતાં,
ઠરીને ઠારે છે રસિક રમુજી ગાન રટતાં. ૧૨

થતો ટાઢો આત્મા વિરહિત તણો વિસ્મરણથી,
પડે છૂટા જીવો ત્રિગુણિત અવિદ્યાશરણથી;
જરા ચિંતા ક્યાંથી, પરનિજ યદા વૃત્તિ ન રહે,
કહો શું શું અત્રે મહત જનનો સંગ ન કરે ? ૧૩

ગ્રહે આકાશેથી મલરહિત આભાસ ઉજળો,
નદીનારી કેરો ગુણ પતિતના પાવન તણો,
તિતિક્ષા પૃથ્વીથી, અચળ ગિરિથી ગૌરવ ઘણું,
મહાત્મા ખેંચેછે ભ્રમર સમ સારૂં સરવનું. ૧૪

સ્વભાવે બેરંગી પણ વરણમાં શ્યામ દિસતો,
કરી સ્વાહા સર્વે વ્યથ અવરની જોઈ હિસતો;
ત્યજી જીર્ણાં પત્નિ નવ નવ વધૂમાં રતિ ધરે;
અહો ! આ અંભોધિ અસુરજનની સગતિ કરે. ૧૫

જળે મત્સ્યો કચ્છો મગર દિન ને રાત વસતા,
રમી ખાતાં પીતાં લઘુ ગુરુ સદા જીવ ઠરતા;
કરે ધંધાધારી નિજ ઉચિત નિર્બાધ પ્રસરે,
ધરા જેવું ધીગું જળનિધિ પ્રવાહી સ્થળ ખરે. ૧૬

તટે ચારે ખૂણે સરસ કદળીસ્થંભ દિસતા,
ગઈ બેશી ધૂલી, અમલ જલના ઓઘ સરતા,
ભરી ત્યાં રંગોળી, નવકુસુમનાં તોરણ કર્યાં,
જરી કેરાં ભારે ધ્વજસહિત વિતાન વિખર્યાં. ૧૭

ચિતા માંડી મધ્યે સુખડ તુળસી કાષ્ઠ ખડકી,
સતીને છે જાણે સ્વરનગર ગોપૂરખડકી;
ભરેલાં રેડેછે અસુરવનિતા પાત્ર ઘૃતનાં,
દ્રવેછે શું આજે અસુરજનનાં સ્નેહઝરણાં.

થવા દીર્ઘાયુઃ કે વર વશ થવા કે પરણવા,
હણાવા કે પીડા સુતર નિજ સંસાર કરવા,
ભલી લેવા આશીઃ જગતજનનીની ઉમળકે,
વહે છે લોકોનાં પુલિનપર શાં વીચિ ખળકે, ૧૯

વદે "જંએ જંએ" કર કુસુમના હાર લઈને,
નમે વારે વારે પદકમલમાં શીર્ષ ધરીને;
જુવે સાક્ષાત્ દુર્ગા ત્રિગુણમય સંસાર ફરતી,
કરાવાને ઝાંખી ભ્રમ સુજનના ભગ્ન કરતી. ૨૦

કરે હાંસે મુક્તામણિકુસુમની વૃષ્ટિ લલના,
સતીને છાંટે છે અમૃત, સુરની ચન્દ્રવદના;
વધૂને પૂજે છે, શ્વસુરપ્રતિ ધારે ન વિનય;
गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ૨૧

રહ્યો શોભી આજે અમલ નભમાં ભાસ્કર ભલો,
સુગધી વાએ છે મૃદુ મૃદુ વદી વાત વિરલો;
સુધાંશુ ઉગ્યો શું ત્યમ જળતરંગો ઉછળતા,
તટસ્થાયી વૃક્ષો નમન કરતાં સાથ મળતાં. ૨૨

કરી છૂટી ન્હેરો સુરઅલકનન્દા અલકની,
તજી મિથ્યા સેરો મનજનિત ખંદા ખલકની,
વહે મિઠી ધારા પથ ઉપર પંચામૃતભૃતા,
કૃપા વર્ષે કિંવા સહૃદય કટાક્ષે અહિસુતા; ૨૩

કપાળે કંકુની અરધશશિ પીયેળ દિસતી,
સજી ફૂલાં અંગે અભિનવ અલંકાર લસતી;
છતાં હૈયાસૂનો દશમુખ જુએ મૂર્તિ ભયની:
સદા રે'છે ભ્રાન્તિ અધમ જનને અંધતમની. ૨૪

સતીને સાવિત્રી, રતિ યુવતિને, સિદ્ધિ યતિને,
પ્લવંગોને અંબા, ચિતિ વિબુધને, શ્રી સુમતિને,
અધર્મીને તિવ્રા અસિ, અસુરને સાંગ જ્વલિતા,
જણાતી લોકોને ગુણકૃતિ પ્રમાણે પતિવ્રતા. ૨૫

ચઢી હાડોહાડે પતિવિરહની જ્વાલ અતિશે,
ધસે ચિતા સામી જયમ ઘન ઉમંગે નભ વિષે,
સતી કેરો થાએ શરભર નહિ વેગ તુરગે,
ચઢી યુદ્ધે વીરો મરણભયથી શું જરી ડગે? ૨૬

નમીને કલ્યાણી શ્વસુર ગુરૂ ને શ્વશ્રુગણને,
જવા માગે આજ્ઞા પતિસહિત આનન્દસદને;
શકે કાન્તા માંડે ચરઅચર સાથે પ્રણિપતિ,
અસારે સંસારે પતિમય પદાર્થો નિરખતી. ૨૭

ચઢી માતાઅંકે અગર ઉમરે શૈશવ ધરી,
ચઢી મામાઅસે, અગર વરપાટે જવ વરી,
ચઢી શૈયામાં કે પતિહૃદયમાં જોબનવતી,
ચઢી ચિતા મધ્યે ત્યમ પતિ સમીપે કુલવતી. ૨૮

વિરાજેછે શ્યામા પતિવદનને અંક ધરતી,
બહુ દીપ્તિ ધારે સહગમનથી સ્નેહ ઝરતી;
દયા લાવી કે'છે અથ ઇતિ દશા રાવણ તણી,
ન હાલે ના ચાલે નગરવસતિ સ્તંભિત બની; ૨૯

ન નિદ્રા કે તંદ્રા, મરણ નહિ, મૂર્છા પણ નહિ,
ન ઉન્માદે મોહે સુમતિ સનચેષ્ટા પણ ગ્રહી;
ન વજ્રાપાતે કે અહિદશનથી પ્રાણ અટકે,
વિધાત્રીના લેખો સમ વચનથી જીવ ફટકે; ૩૦

મહાભૂતો તોયે વિકલ થઈને સભ્રમ ધરે,
ભવિષ્યત્ નિર્ઘાતે નિયત નિજ વ્યાપાર વિસરે;
ગઈ ત્રાસે વ્યાપી ત્રિભુવન વિષે શૂન્ય જડતા,
બન્યાં પ્રાણી ચિત્રો સમ ગિર વદી જયાં પતિવ્રતા. ૩૧

સતીને અંગુષ્ઠે સહજ પ્રકટ્યો વન્હિ ક્ષણમાં,
વસ્યો આવી ત્યારે શરદ ઋતુનો ચન્દ્ર તનમાં,
ભર્યાં સ્નેહે ચક્ષુ, વદન પણ હાસ્યે મલકતું,
વરાંકે પર્યંકે રમણશિરનું બિંબ લસતું.

ઘણાં વાજાં વાગે અનહદ રવે સપ્ત સ્વરથી,
ધરા શું ભીંજાતી ત્રિભુવન તણા બાષ્પજળથી,
હરિદ્રા કસ્તૂરી અબિર અગરુ અક્ષત ઉડે,
ચઢે જ્યાં સ્વર્લોકે સુરરિપુવધૂ અક્ષતચૂડે. ૩૩

ધરે દિવ્યા જ્યોતિઃ, વપુ અનલમાં સ્નાન કરતું,
પડ્યું જાણે ભૂલું પરમપદનું તેજ ભમતું,
ચઢેછે આકાશે સરરસર શાં ધૂમ્રપટલો,
શકે સ્હેજે મિથ્યા વિલય ભજતા ઐહિક મલો. ૩૪

સુગંધી મ્હેકેછે જ્વલિત વપુથી ભવ્ય અસરી,
શકે સાક્ષાત્ કીર્તિ રૂચિર અનિલારૂઢ પ્રસરી,
ચિતાજ્વાલા સાથે પ્રણયરસની જ્વાલ મળતાં
થઈ શાંતિઃ શાંતિઃ, પણ અસુરનાં ચિત્ત જ્વલતાં. ૩૫

તુટ્યાં જોતાં જોતાં સજડ પડ અષ્ટાવરણનાં,
ઉડ્યાં ઉચ્ચે પંખી વિમલ થઈને દ્વૈતવનનાં;
ત્યજી કારા જેવાં વપુ સ્વબળથી વિસ્તૃત થતાં
ધરી આ બે સત્ત્વો પુનિત રતિ અદ્વૈત બનતાં. ૩૬

ત્યજી હર્મ્યો બાગો અશન ધન ને માન મમતા,
પિતા માતા ભ્રાતા પ્રિયજન સતી ભોગ ગમતા,
સતીત્વે આલંબી ત્રિગુણગણ દિક્કાલ હરતી,
ત્યજી લિંગાભાસો અચલપદ પામી સહપતિ. ૩૭

સદેહે લાખેણી અસુરનગરે ધર્મકુશલા,
શકે લંકાપંકે ભવકમલની શુદ્ધ કમલા,
ગણીને અસ્થાને ઝટપટ હરી સુજ્ઞ વિધિએ,
હરી શ્રી શ્રીકેશ જયમ જનકની સદ્ય હરિએ. ૩૮

સર્ગ છવ્વીસમો સંપૂર્ણ.



( શાર્દૂલવિક્રીડિત. )

પાળી ધર્મ, અધર્મ સંગતિ છતાં, સંસારમાં આવજા
છોડી, કાન્ત લઈ અનંતનગરે પેઠી અનંતાત્મજા;
દૃષ્ટાંતે સ્મરભ્રાન્ત સાન્ત જગને દેખાડતી પ્રેમદાઃ
નારી તોપણ કુંથઉદ્ધરણની સત્તા ધરે છે સદા. ૧

વાસો જ્યાં વ્યભિચાર ને નિશચરો કેરો અહોરાતનો,
ત્યાં સંલગ્ન થઈ સુતા અહિ તણી સંયોગ દુષ્કર્મનો;
તોએ પંકજ તોયમાં ત્યમ રહી સદ્ધર્મથી સુંદરી,
સીતા તુલ્ય સુલોચના પતિવ્રતા નિર્વાણ શું સંચરી. ૨

( દોહા. )

કૌચ વાવીને હોંસથી, કેળાં લણવા જાય,
મૂરખ તેને માનવો, હોય રંક કે રાય. ૩

રાવણના વ્યભિચારનો, કરી સુરારિ પક્ષ,
અજીત નામ ધરાવતો, થયો કાળનો ભક્ષ. ૪

માટે તજીને દુષ્કૃતિ, ગ્રહી સુકૃતિનો સંગ,
સિદ્ધ કરી પુરુષાર્થને, પ્રકટ જુવો શ્રીરંગ. ૫

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

इति संपूर्णम्. २०४४०






# શબ્દાર્થ.

અ.

અગૃહિણી=સીમંતવાળી સ્ત્રી
અઘ=પાપ.
અજપુત્ર=દશરથ.
અધોક્ષજ=વિષ્ણુ.
અનર્ગલ=નિરંકુશ.
અનીહ=બેદરકાર
આપગા=નદી.
અલક=વાળ.
અલર્ક=ઝેર.
અલક્ત=અળતો.
અલંબુદ્ધિ=" બહુ થયું " એવિ મતિ.
અલિંદ=અગાશી.
અવતંસ=શણગાર.
અવધ=અયોધ્યા
અસ્તમન=પશ્ચિમ દિશા.
અહમેવ=અભિમાન.
અહિ=સાપ.
અંતક=કાળ, યમ.
અંબર=આકાશ, તથા વસ્ત્ર.
અંશુક=વસ્ત્ર
અંસ=ખભો.

આ.

આર્જવ=પ્રણામ.
આલવાલ=ક્યારો.
આશુ=ઝટ

ઇ.

ઇંગિત=બહારનાં ચિન્હ.

ઉ.

ઉપાન=જોડા.
ઉપોષણ=ઉપવાસ.
ઉલૂક=ઘૂવડ.

ઓ.

ઓઘ=ઢગલો.

ક.

કચ=વાળ.
કરભોરૂ=હાથીની શુંઢજેવી જાંઘવાળી [સ્ત્રી.
કર્પણુ=કણસલું
કરિણી=હાથણી.
કલ=મધુર
કાર્મુક=કામઠું.
કાલિમા=શ્યામતા
કીલ=ખીલો.
કુઠાર=કોહાડી
કુત્સિત=ખરાબ.
કુમાર=કાર્તિકસ્વામી.
કુલાલી=કુંભારણ, ઘડનારી.
કુલીશ=વજ્ર.
કુંતલ=વાળ.
કૂપદંડ=શ'ઢ
કૃતાન્ત=કાળ.
કેલી=રમત.
કંચુક=કાંચળી.
કંદર્પ=કામદેવ.
કંદુક=દડો.

ગ.

ગર=ઝેર.
ગોફ=એક જાતનું ઘરેણુ.

ઘ.

ઘુણાક્ષરન્યાય=ઘુણ નામનું જન્તુ ચાલે છે ત્યારે કઇ અક્ષર લખાય છે તેમ પોતાનેજ ફરી ન આવડે તેવી રીતે કરવાનો ન્યાય.

ચ.

ચટક=ચકલી
ચપળા=વીજળી તથા સ્ત્રી.

ચષક=પ્યાલો.
ચન્દ્રક=ચાંદો તથા ચન્દ્ર.
ચન્દ્રકાન્ત } એક જાતનો પત્થર, જેમાંથી
ચન્દ્રાશ્મ } ચન્દ્રોદયે પાણી ઝરે છે.
ચિદ્રૂપ=જ્ઞાનરૂપ છે જેનું તે બ્રહ્મ.
ચૂતમંજરી=આંબાની માંજર.

છ.

છેદ=દગો.

જ.

જંભારતાં=ઉપાડતાં.
જ્યોત્સ્ના=ચન્દ્રનું અજવાળું.
જૈત્ર=જય કરનારો.

ત.

તરંગિણી=નદી.
તરેલાં=આગલાં ફુસરાં.
ત્રપા=શરમ.
તુષાર=બરફ.
તુહિન=બરફ.
તૂલ=રૂ.
તેલીઆં=પાછળથી ઠેલનારાં પશુઓ.
ત્રિમૂર્તિ=બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર.

દ.

દુકૂલ=રેશમી વસ્ત્ર.
દુરમર્ષણ=દુઃખે વેઠાય એવું.
દિગ્પાળ=દિશાઓમાં હાથીઓ છે તે.
દ્વિરેફ=ભ્રમર.
દૃગ=આંખ્ય.

ધ.

ધવ=પતિ.
ધૂર્જટી=શિવ.

ન.

નક્ર=મગર.
ન્યગ્રોધ=વડ.
નિકેતન=ઘર.
નિમ્ન=નીચી.
નિષ્યન્દ=ટપકવું.
નિષ્કુટ=ઝાડી.
નિષાદ=શિકારી.
નૂપુર=ઝાંઝર.

પ.

પરજન્ય=વરસાદ.
પ્રણાલિકા=નહેર.
પ્રમા=જ્ઞાન.
પ્રસૂન=કળી.
પારાવત=કબૂતર.
પીયૂષ=અમૃત.
પુંજ=ઢગલો.
પુલિન=રેતીવાળો કિનારો.
પૌલસ્ત્ય=(પુલસ્ત્યનો વંશજ) રાવણ
પતંગ=સૂર્ય.
પયોધર=સ્તન તથા વાદળ.
પરિરંભ=ભેટવું તે.

ફ.

ફોફળ=સોપારી.

ભ.

ભ્રૂણ=છોકરું.
ભલ્લૂક=રીંછ.
ભૂતપતિ=મહાદેવ.

મ.

મકરકેતુ=કામદેવ.
મખ=યુદ્ધ.
મઘવા=ઇન્દ્ર
મનીષીણ=ડાહ્યો પુરૂષ.
મધુલિહ=ભ્રમર.
મયના=મયદાનવની દીકરી; મંદોદરી.
મરાલ=હંસ.
મહતી=નારદની વીણા.
માર=કામદેવ.
મુધા=વૃથા.
મેખલા=કંદોરો.

મંડન=શણગાર
મૃગાંક=ચન્દ્ર.

### ય.

યષ્ટિ=લાકડી.

### ર.

રણાબ્ધિ=રણરૂપી સમુદ્ર.
રદન=દાંત.
રંગોળી=રંગથી દોરેલાં ચિત્ર.
રંભા=કેળ.
રંભોરૂ=કેળના જેવી ઝાંઘવાળી સ્ત્રી.
રૂજા=દુઃખ.

### લ.

લટભ=સુંદર.

### વ.

વક્ત્ર=મ્હો
વડવાગ્નિ=સમુદ્રમાં જે અગ્નિ રહે છે તે.
વપ્રક્રિયા=તટ અથવા ગિરિ સાથે રમત.
વક્ષોરુહ=સ્તન.
વાત્યા=વાવાઝોડું.
વાસવ=ઇન્દ્ર.
વિગ્રહ=યુદ્ધ, માથું.
વિબુધ=ડાહ્યાજન, દેવતા.
વિભાવરી=રાત્રી.
વિવિક્ત=એકાંત
વિશ્રંભિની=વિશ્વાસ રાખનારી સ્ત્રી.
વૈયાત્ય=અવિનય.
વૃક=રીંછ
વ્રણિત=શા'ર પડેલું
વેતસ=નેતર.
વેસર=વાળી
વેળ=ભરતી, વખત.
વ્યાલી=વાઘેણ.

### શ.

શકટિક=ગાડું.
શક્રારિ=ઇન્દ્રજિત.
શુભ્રાંશુ=ચન્દ્ર
શૈશવ=બાલ્યાવસ્થા.
શૃંખલા=સાંકળ.
શ્રીપિતા=સમુદ્ર.
શ્લેષ=દ્વીઅર્થી તથા ભેટવું તે.

### સ.

સપ્તમુખા=સૂર્યનો ઘોડો.
સમીરણ=વાયુ.
સરોરુહ=કમળ.
સરાંઠી=સાદડી.
સંવનન=સ્નેહ.
સંસૃતિ=વિશ્વ.
સાયક=બાણ.
સીધુ=મધ.
સુરઅલકનન્દા=સ્વર્ગગંગા.
સૂદરી=સુંદર પેટવાળી સ્ત્રી.
સ્નુષા=દીકરી.
સૈકત=રેતીવાળો કિનારો.
સૌમિત્ર=લક્ષ્મણ.
સ્થલી=જગ્યા.
સ્મર=કામદેવ.
સ્વર્=સ્વર્ગ

### હ.

હનુ=હડપચી.
હર્મ્ય=હવેલી.

### ક્ષ.

ક્ષારામ્બુધિ=સમુદ્ર.
ક્ષુત્પિપાસા=લોહીની તૃષા.

